ગ્રંથમાળા યોજના ૧ વર્ષ ૧ પુસ્તક ૫ મું ૧૯૪૮.

# હૃદયીઝંકાર



લેખક અને પ્રકાશક:

જદુરાય ડી. ખંધડીઆ.

સ્વ. કાશીસ્મા-  -રક ગ્રંથમાળા

યોજના ૧. વર્ષ ૧. પુસ્તક ૫. ૧૯૨૮.

# હૃદયની રસધાર

  

મારો
કાવ્ય સંગ્રહ



લેખક અને પ્રકાશક

મુંબઈ નં. ૪

આવૃત્તિ ૧ લી — મૂલ્ય રૂ. ૧ — પ્રત ૧૦૦૦

# ગૃહિણી

( રાગ–ભીમપલાસ, તાલ–ત્રિતાલ )

( 'સ્વકુલ તારક સુતા'...એ બાલગાંધર્વનો મરાઠી રાહ )

જે ઘર હોય વનિતા પતિવ્રતા (૨)
તે ગૃહજીવનમાં રસકવિતા—જે ઘર હોય—

દેવ રમે માનવમંદિર, જ્યાં
કુલીન વહુ ને કુલીન દુહિતા—જે ઘર હોય—

પૃથ્વીપરનાં સ્વર્ગ ગણો, જ્યાં
સુંદરીઓ છે સાધુચરિતા ;
તે ઘર પુણ્યસરિતા....પતિવ્રતા—જે ઘર હોય—

મુદ્રક : મુદ્રણસ્થાન :
કેશવ હ. શેઠ
ખડાયતા મુદ્રણકલા મંદિર, ચાર રસ્તા, અમદાવાદ

# અર્પણ

## મારી જીવનસખી



સૌ. દયા ખંધડીઆ.

જેના સહજીવનમાં રસકવિતા છે ને પુણ્યસરિતાને
જે કુલિન વહુ, કુલિન કુલિના ને પતિવ્રતા સાધુચરિતાને

જે હૃદયની સ્વામિનિ છે
જેના સહચારથી હૃદય રસવંતુ થયું

કવિતા સુઝી અને
રસધાર વહી

એમને

હૃદયનો આ રસધાર અર્પું છું.

દ્વાદશ લગ્નદિન
૨૬-૫-૧૯૨૮.

એના સદાનો
જ. દ.

# પ્રવેશ

"પહેલે ઘુંટડે જ માખી પડી" એ ન્યાયે આ પુસ્તક ગુજરાતી કાવ્યરસિકો સમક્ષ રજુ કરતી વખતે આ ઠેકાણે ( જેને જગત 'પ્રસ્તાવના' કહે છે, બીજું કંઇ કંઈ કહે છે અને જેમાં પુસ્તક પ્રગટ કરવાના હેતુઓ, કારણો અને સંજોગો વર્ણવાય છે તે ) સૌથી પ્રથમ નામમાં જ વાંધો પડયો–મારા વિદ્વાન મિત્ર, રા. કેશવ. હ. શેઠે પ્રશ્ન ઉઠાવ્યો કે "પ્રવેશ કે પ્રવેશક ?" બનવાજોગ છે, એ જ પ્રશ્ન અન્ય સાક્ષરો પણ ઉઠાવે અને અંદરની વસ્તુ માટે પહેલેથી જ prejuidiced શંકાશીલ થાય.

હું ધારૂં છું, બન્ને ખરા છે. કદાચ જે કારણે 'સાહિત્ય'ના તંત્રી રા. મટુભાઇએ 'સાહિત્યક' શબ્દ સામે વાંધો ઉઠાવ્યો હતો, તે કારણે ઉલટો 'પ્રવેશક' શબ્દ સામે વાંધો ઉઠાવી શકાશે. પણ શબ્દો માટે આ મારામારી શી ? હું તો મારો બચાવ કરી છુટું.

અહીં મેં 'પ્રવેશ' શબ્દ 'entry'ના અર્થમાં વાપર્યો છે. એટલે કે 'કાવ્યપ્રદેશમાં **મારો** પ્રવેશ શાને અને કેવી રીતે ?' એનું સ્પષ્ટીકરણ કરવા માટે મેં એ નામાભિધાન પસંદ કર્યું છે. 'પ્રવેશક' લખું તો પુસ્તકને સાહિત્યપ્રદેશમાં પ્રવેશ કરાવનાર વસ્તુ–એવો અર્થ કદાચ નીકળે. આ ભીતિએ નામસંસ્કરણમાં આટલો પ્રણાલિકાભંગ કર્યો છે અને નહિ કે કોઇ નવીનતા આણવા. છેવટ કવિને તો **બધી** જ છૂટ હોય છે ને ?

હવે મુદ્દાની વાતઃ જુદી જુદી રૂચિનાં મારાં પુસ્તકોમાં આ છઠ્ઠું પુસ્તક પ્રગટ થાય છે. અત્યાર સુધી મુખ્યત્વે હળવું સાહિત્ય ગદ્યમાં સર્જ્યા પછી, આ કાવ્યસંગ્રહ જોતાં જ ગુજરાત કદાચ આશ્ચર્ય

પામશે અને બોલી ઉઠશે : ' આ વળી શું ? ગદ્યમાંથી પદ્યમાં આ ભૂસ્કો ક્યાંથી લગાવ્યો ? તમે તો ભાઇ ' સબ બંદરકે બેપારી ' લાગો છો ! ' વગેરે. અનેક મિત્રોએ જ્યારે આ સંગ્રહની હસ્તી જાણી ત્યારે આમ ટીકા કરી. વિદ્વાન મિત્રોએ તે જાણી ત્યારે ટકોર થઇ કે : ' તમે તો જાણે બધા જ ક્ષેત્રમાં દોડ કરવા માંડી છે ! કોઇ ક્ષેત્ર અમારે માટે રહેવા દેવું છે કે નહિ ? બીજાને લખવા દેવું છે કે નહિ ? '

આવું આશ્ચર્ય થવાનું જ. કારણ કે ' કવિ ' તરીકે કોઇ પણ માસિક કે સામયિકમાં મેં સાધારણતઃ ' દર્શન ' દીધાં નથી ! પણ ' પડદા પાછળ ' કાવ્યો લખાતાં જતાં હતાં. જ્યારે જગતમાં અન્ય કવિઓ કાવ્યરસ છૂટથી લુંટાવતા હતા, ત્યારે હું 'ભેગો' કરતો હતો. એ તો સ્પષ્ટ છે જ કે ભંડોળ થયા વગર લ્હાણી તે ક્યાંથી થાય ? ખાનગી સંગ્રહની સાથે સાથે સામયિકોમાં આપી શકાત; પરંતુ અનેક કારણોએ મેં તે જાણી જોઇને ન આપ્યાં. આપવા પ્રસંગ આવ્યો, ત્યારે કચવાતે મને, અચકાતે હાથે આપ્યાં. એમાંનું એક કારણ તે એ, કે ગુજરાતમાં કાવ્યોની છોળો ઉડે છે. ' ગુણસુંદરી ' માસિકના સહતંત્રી તરીકેના મારા અનુભવમાં, કાર્યાલય તરફ આવતા દરેક ૧૦૦ લેખોમાં ૮૦ કાવ્યો હોય છે ! આ અનુભવ સર્વ તંત્રી-ઓને થતો હોય, એમ માનીએ તો તેમાં વધારો પડતું નહિ હોય. આમ જ્યાં ' સખ્ત હરિફાઇ ' ચાલતી હોય ત્યાં નગારખાનામાં પીપુડીનું શું ગજું ? એમ માનીને હાલ તુરત 'છૂટક' દર્શન દેવાનું માંડી વાળેલું ! આ એક કારણ. બીજું કારણ વિવિધ રૂચિનાં કાવ્યો એક રૂચિના સામયિકમાં આપ્યે જતાં એ અસ્થાને લાગે; માટે જેવું કાવ્ય તેવું સામયિક પસંદ કરવું જોઇએ. પરિણામ એ આવે કે બધાં જ સામયિકોને મોકલવાં પડે. ' પછી તેનું શું થયું સખી ? ' એની તપાસ કરવા માટે રીતસર ' તપાસ ખાતું ' ચલાવવું પડે અને એમ કરતાં જે કામનો બોજો વધે, તે મારા સંજોગો જોતાં અસહ્ય હતો.

એટલે એ દિશામાં જવું જ માંડી વાળ્યું. આવાં તો અનેક કારણો હતાં અને છે. છતાં આશરે દશેક કાવ્યો આખરે જુદા જુદા સામયિકોમાં પ્રગટ થઇ ગયાં છે.

કાવ્યપ્રદેશમાં મારો પ્રવેશ ૧૯૧૨ થી કહી શકાય. ૧૬ વર્ષમાં અનેક તો લખી લખીને મેં ફાડી નાખ્યાં છે! અને માત્ર ચુંટેલાં કાવ્યોનો જ સંગ્રહ કરેલો ને તેમાંથી પણ માત્ર ચુંટેલાં કાવ્યો જ આ પુસ્તકમાં રજુ કરવા હિંમત કરૂં છું. ગુજરાત તેને વધાવે કે ન વધાવે, લલકારે કે ન લલકારે; હું તો 'ગંગા-જમનામાં મારો ઘીનો દીવો વહેતો મૂકી 'ને કૃતકૃત્ય થાઉં છું.

ગુજરાતી કાવ્યો વિષે મારે કંઇક કહેવાનું છે. એક દિવસ 'નવરા બેઠા' મેં જુદાં જુદાં સામયિકામાંથી આશરે ૫૦ કાવ્યો લઇ તેનું વિષયવાર પૃથક્કરણ કર્યું તો મને જણાયું કે તેમાં:—

૭૦ ટકા શૃંગારનાં, પતિપત્નીના સંબંધનાં કાવ્યો
૫ ટકા વર્ણનાત્મક
૧૦ ટકા સામાજિક
૧૫ ટકા પરચુરણ (રાષ્ટ્રીય સ્ત્રી અને બાલોપયોગી વગેરે)

હતાં. એમાં ક્યાંય 'રમુજી કાવ્યો' કે 'ધાર્મિક કાવ્યો' મારા જોવામાં ન આવ્યાં. આ પૃથક્કરણ જોતાં, હું ગુજરાતને પૂછવાની ધૃષ્ટતા કરૂં છું કે ગુજરાતી જીવનમાં શું ખરેખર કવિતા છે? ખરેખર શૃંગાર છે? દલીલ ખાતર ભલે ગુજરાત કહે કે 'હા...હા;' પરંતુ ગાંધીજીના લેખો અને સરકારી આંકડાઓ કહે છે કે ૯૫ ટકા ગુજરાતી જીવન દર્દભર્યું છે; કવિતાશુન્ય છે. જીવનમાં મીઠાશ હોય તો જ કવિતા સુઝે.જે ઉગતા કવિઓ કવિતાઓ લખે છે, તેમનાં હૃદય તપાસી જુઓ તો મને ખાત્રી છે, કે તેમનું જીવન કરૂણ છે જ અને તેથી જ તેમની ૭૫ કવિતાઓ મોળી લાગે છે; એટલે કે કોઇ કાવ્ય કાયમનું સ્વરૂપ પામી શકતું નથી. તો પછી આ કવિતાનો મુશળધાર વરસાદ શાને?

બીજી વાત એ છે, કે અનેક મહાન ગુજરાતી કવિઓનાં કાવ્યો મેં તપાસી જોયાં. કવિઓની ઓળખાણ કરી આવ્યો; પરંતુ મને ખેદ સાથે જણાયું, કે એક રા. નરસિંહરાવભાઈ સિવાય એક પણ કવિ સંગીતશાસ્ત્રી નથી. નરસિંહરાવભાઇ પણ 'શાસ્ત્રી' (Theorist) છે; 'કલાકાર' (Artist) નથી. આ સ્થિતિનું પરિણામ કુદરતી રીતે એ જ આવે—અને આવ્યું છે, કે તેમનાં કાવ્યોમાં મોટે ભાગે 'ગેય' તત્ત્વ ઓછું જ હોય, એટલે એવાં 'અગેય' કાવ્યો જનતાનો આદર ક્યાંથી જ પામે ? કોઇ પણ કાવ્ય બનાવતાં પહેલાં તેના 'રાગ'ની કે 'છંદ'ની પસંદગી કરવી એ કવિનો પહેલો પ્રશ્ન છે: હવે જેને સંગીતશાસ્ત્રનું જ્ઞાન ન હોય, અથવા ઓછું હોય તે કુદરતી રીતે પોતાના નાનકડા ભંડોળમાંથી જ ખર્ચ કરે અને તેથી કાં તો તેને તદ્દન સામાન્ય રાગને શરણે જવું પડે અથવા છેવટ છંદને શરણે. એક તો જનતા ન જાણે, તેને ન ગમે, તેવા રાગ હોય ને પાછા ઉપરથી કવિ પોતે જ પોતાનાં 'ગીતો' કેમ ગવાય તે ન બતાવી શકતા હોય અથવા તાલસૂરની ખામી સાથે બતાવી શકતા હોય તો પછી એમનાં કાવ્યો કે ગીતો ક્યાંથી લોકપ્રિય થાય ? કબુલ છે કે તેમાં આત્મા સુંદર હશે; પરંતુ 'સુંદર શરીર' ન હોય ત્યાં એ અંદરના આત્માને ઓળખવાની આજના યુગમાં કોને દરકાર છે ? જો જગતને એ દરકાર હોત તો તેણે 'એક નૂર આદમી, હજાર નૂર કપડાં' એ કહેવત ન રચી હોત.

'ગુણસુંદરી'માં સંગીતશિક્ષણનું કોલમ ચલાવતાં જાણીતા કવિઓનાં ગીતો—કાવ્યો બેસાડતાં મને એ મુશ્કેલી નડી હતી. માત્ર બોટાદકર અને મણિકાન્ત એ બે કવિઓએ જ જાણીતા રાગોની પસંદગી કરી હતી.

હું કબુલ કરું છું, કે કાવ્યશાસ્ત્ર અને સંગીતશાસ્ત્ર બે જુદી વસ્તુ છે; પરંતુ કંઇ બધા જ કવિઓ, બધાં જ કાવ્યો 'અનુષ્ટુપથી

માંડીને શિખરીણિ' સુધીના છંદોમાં નથી લખતા. તેઓ બીજા રાગોનો આશરો પણ લે છે અને તે દાખલાઓમાં જ ઉપલી સ્થિતિ લાગુ પડે છે. ઇશ્વરકૃપા અને મારા પિતાજીની મહેનતને લીધે મેં બાવીશેક વર્ષ સંગીતનું જ્ઞાન યથાશક્તિ મેળવવામાં ગાળ્યાં, એટલે જ મારાં આ કાવ્યોમાં મોટે ભાગે ગેય કાવ્યો છે–ઉંચા છતાં જાણીતા રાગો છે. એનાપર સંગીતની છાપ પડી હશે એ સંગીત સાચવવા જતાં ક્યાંક શબ્દો, ક્યાંક પ્રાસની 'ભાંગફોડ' 'મારમચડ' થઇ હશે: પરંતુ મારે કંઇ 'જન્મેલા કવિ' કે 'મહાન કવિ' થવાનો દાવો કરવો નથી એટલે એટલી ખામીઓ, કાવ્યરસિકો અને કવિઓ ક્ષમાદષ્ટિ સાથે ચલાવી લેશે એવી વિનંતિ છે. કાવ્યપ્રદેશમાં આ તો એકમાત્ર ચંચુપાત છે, ઉલ્કાપાત નહિ.

છેવટ પદ્યસંગ્રહનો પરિચય પણ ગદ્યમાં આપવો પડે, એ પણ એક વિચિત્રતા હોઇ, નિરાશ થયેલા પદ્યને અહીં થોડુંક સંભારીએ :—

'સાહિત્યકારો ને કવિઓ, એક વાડામાં રમે;
બીજા ઘણા રોતા હશે, આનન્દતા એ જે સમે.'

× × ×

'વ્હાલું અને સ્હેવું' મંહી, સૃષ્ટિ સમાયેલી દીસે:
ત્યાં કાવ્ય છે ને સર્વ છે, ને સ્વર્ગ, તારૂં ત્યાં વસે.'

પદ્યમાં કે ગદ્યમાં, આ બે મંત્રો ગુજરાત ઝીલે અને ઝીલાવે.

સાહિત્યસેવક :

મુંબઇ, ૨૭–૮–૧૯૨૮

જદુરાય ડી. ખંધડીઆ

# શુદ્ધિપત્રક

| પાનું | લીટી | ખોટો શબ્દ | ખરો શબ્દ |
|---|---|---|---|
| ૬ | ૧૪ | ભારતને તારવા | ભારત ઉદ્ધાર કાજ |
| ૮ | ૧૨ | નિજાનંદ | નિજાનંદે |
| ૧૪ | ૫ | આત્મ જો | આત્મજો |
| ૨૭ | ૮ | નામનો | રામનો |
| ૫૯/૬૦ | ૮, ૧૨, ૧૬, ૨૦, ૨૪ | અજળ | સજળ |
| ૭૧ | ૬ | નિઝમા | નિઝામ |
| | ૧૪ | એ તો. | ( એ તો ) |
| ૧૧૩ | ૮ | રોસ્ટ | ટોસ્ટ |
| ૧૨૧ | ફુટનોટ | ચિત્રપરથી | ચિત્રોપરથી |
| ૧૩૩ | ૧૧ | ત્હારે | ત્હારો |
| | ૧૫ | સુતા | સુનાં |
| ૧૩૫ | ૨ | શિખરીણી | આર્યા ગીતિ |
| ૧૩૬ | ( પહેલી દશ લીટીઓ કાવ્યકણિકાઓમાં આવી ગયેલી છે, છતાં આ સ્થાને પ્રાસંગિક ગણી પુનરૂકિત કરી છે ) | | |
| ૧૪૫ | ૫ | ધ્વજાતાર છુટી | ધ્વજા તારછુટી |
| | ૩ | વૃદ્ધતણાં | વૃક્ષતણાં |
| ૧૪૮ | ૧૬ | વ્હાલી | વ્હેતી |
| ૧૫૦ | ૨૨ | ઉમંગી શમશા | જોગી સમ શા |
| ૧૫૧ | છેલ્લી | સુવાશીતલતા × બચી. | સુવાસિત લતા × લચી |

'સંસાર અને સંન્યાસ'માં ૧૧ અક્ષરીછંદ પર 'ઇંદ્રવજ્રા' છંદ એમ વાંચવું.

# અનુક્રમણિકા

## ખંડ ૧ લો ( ગંભીર કાવ્યો )

### રાષ્ટ્રીય વિભાગ



### સાંસારિક–સામાજિક

## ધાર્મિક



## શૃંગારિક

વર્ણનાત્મક



જ્ઞાતિ ઉપયોગી



ખંડ ૨ જો (સ્ત્રી ઉપયોગી અને બાલોપયોગી)



ખંડ ૩ જો (રમુજી કાવ્યો; કટાક્ષ કાવ્યો; પ્રતિકાવ્યો)

## "દેવોને ખુલ્લા પત્રો" માટે

### જગત શું કહે છે?

**સાહિત્ય,** વડોદરા " × જીવન કકળાટ ગજાવી મુકે છે. × હાસ્યરસ જામ્યો છે. મર્માળો કટાક્ષ જ્યાં ત્યાં ફરી વળ્યો છે. × "

**બે ઘડી મોજ,** મુંબઇ, " હાસ્યના આવરણોથી ઢંકાયલા × આવા સુંદર કટાક્ષોથી પુસ્તક ભરાઇ ગયું છે × "

રા. રસિકલાલ વીજુ, B. A.

**નવચેતન,** કલકત્તા, " × તોબાહ × Humourની દૃષ્ટિએ સફળ × "

**દૈનિક હિન્દુસ્થાન,** " × લેખકે પોતાની પ્રતિભા સાબીત કરી × હાસ્યની ઝીણવટથી ગુંથણી × "

**ગુજરાતી,** " × તીવ્ર કલ્પનાશક્તિ, નૈસર્ગિક હાસ્ય, મૌલિક સર્જન ×"

**દૈનિક મુંબઇ સમાચાર,** " × રમુજને ખાતર રમુજ નહિ, પણ કંઇક બુદ્ધિબળ × "

**લોહાણા હિતેચ્છુ,** રાજકોટ. " × કટાક્ષ અને હાસ્યરસ પૂરો પાડે છે × "

**સૌરાષ્ટ્રમિત્ર,** રાણપુર. " × ગુજરાતના માર્કટ્વેઇન × "

**ગાંડીવ,** સુરત. " × ઘણી જ મૌલિકતા × "

**ખડાયતામિત્ર,** અમદાવાદ " વ્યંગોક્તિમય હાસ્યરસિક × "

**આવા તો અનેક અભિપ્રાયો મળ્યા છે ને મળ્યે જાય છે.**

## સ્વ. કાશીસ્મારક ગ્રંથમાળા

લેખક અને પ્રકાશક:

**જદુરાય ડી. ખંધડીઆ**

જન્માષ્ટમી બીલ્ડીંગ, ખેતવાડી મેઇન રોડ, મુંબઇ નં. ૪

# જય, ભારત !



રાગ. બિહાગ. તાલ ત્રિતાલ અથવા દીપચંદી.

( મમ આત્મા ગમલા...એ બાલગાંધર્વના મરાઠી રાહપરથી )

જય હો, ભારતમાતા (૨)
જગતભરમાં જગતભરની એ
એક જ ભાગ્યવિધાતા } (૨)
જીવનને અન્નદાતા }
પુણ્યભૂમિ એ એક સનાતન પ્રભુ ગુણગાતા......જય હો...

કોટિ નમનથી ભારતમાતના
ચરણકમલ પુજાતાં } (૨)
ભાવ ઉરે ઉભરાતા }
ધન્ય, જન્મ ને જીવન મરણ, જે
ભૂમિપર થાતાં..............જય હો...



# જાન કુરબાની

{ મૌલાના હઝરત મોહાનીના ઉર્દુ દેશગીત—
" સર ફરોશીકી તમન્ના અબ હમારે " નો અનુવાદ }

( કવ્વાલી )

પ્રાણની પરવા હવે બીલકુલ અમે કરતા નથી,
દેશના એ દુશ્મનોના દોરથી ડરતા નથી.—૧

રે મુસાફર ! મોહમાં જોજે તણાતો તું રખે,
મર્દ તો મેદાન મુકી મ્હેલમાં મરતા નથી—૨

" કોણ છે ઘેલા તમારા વીર બીજા " પૂછતાં,
ભોગ લઇ નિર્દોષના એ શત્રુ શરમાતા નથી—૩

મૃત્યુવીર આ દેશના, ગુણગાન એનાં હોય શાં ?
વીર સાચા સેવકો કીર્તિ કદી વરતા નથી—૪

દેશની આ દુર્દશાથી દાઝતાં દીલ સર્વનાં,
' કંઇ કરી દેખાડવા ' તત્પર : બીજું સ્મરતા નથી—૫

દેશની સેવા વિના કોઇ હોંસ કે ચિંતા નથી ;
જાન કુરબાની વિના આશા બીજી ધરતા નથી—૬



# જીવવું કે મરવું ?

( માઢ ગઝલ )

મરણમાં બ્હીક શી રહી છે, તમે બંધુ ! મરી જોજો;
જીવનમાં શી રસિકતા છે, તમે બંધુ જીવી જોજો.

જીવો તો હિંદનાં જીવન જરા જીવી જુઓ બંધુ !
વસી જ્યાં ત્યાં રસિકતા હો અમોને તે જરી કહેજો.

મરો તો રજપુતી રીત જરા જોજો મરી બંધુ !
જરાયે બ્હીક ક્યાં રહી છે, અમોને તે જરી કહેજો.

નથી જો કંઇ રસિકતા એ જીવનના કોઇ ખૂણામાં;
જીવન એવાં જીવીથી તો રહ્યા શા લાભ તે કહેજો.

નથી જો બ્હીક એ વીરોતણા સાહજીક મૃત્યુમાં,
ન શાને દેશને ખાતર ખપી જાતું હવે કહેજો.

❦

# જે, જે, લો. મા. ટીળકજી જે !

ભૈરવી—દાદરા

( કોઈ કહેજો જોગીડાને જઇને હો રાજ—એ રાહ )

કોઇ કહેજો આકાશના હો, તારલિયા દેવ!
બાળ ટીળકને મોંઘો અમારો સંદેશ.
કોઇ કહેજો ભારતના હો, જોગી કે દેવ!
બાળ ટીળકને મોંઘો અમારો સંદેશ.

" તેં જગાડયું તે હિંદ આજ જાગી જુવે
તારાં કેસરિયાં, કેસરી, સંભારી રૂવે
તારા જીવનના આત્મભોગકેરા અમૂલ્ય
આજ હિંદી જીવનમાં ઉતારે આદેશ—કોઇ

" માનવીને છે જન્મથી સ્વરાજ્યાધિકાર
તારા જીવનના મૂલ્યના એ મોંઘા ઉચ્ચાર
આજ ઝીલે ઉમંગથી હૃદયમાં હો બાલ !
તારા હાલરડે જાગેલા હિંદી આ દેશ—કોઇ

" તારા હૈયે તું ધારજે હવે હો આરામ
તારા ભારતને તારવા કેસરિયાં કામ
અમે પુરાં કરવાને આજ બીડી છે હામ
ને ઉપાડી ' જે, જે, ટીળકજી જે ' ની ઝુંબેશ.



# જો, સ્વર્ગ બેટા, ત્યાં વસે

હરિગીત છંદ

( એક સંવાદ )

**બાળકઃ**—આકાશ, બા, ઓ ! બા, સુનેરી શોભતાં સામે સદા,
જાણે ભૂમિએ ઓઢિયાં સાળુ ભરેલાં સર્વદા;
ને રોજ પેલો તેજનો રાજા સુવે ને જ્યાં વસે,
જે સ્વર્ગ આખું ગામ કહે, તે ત્યાં હશે ? શું ત્યાં હશે ?

**માતાઃ**—ના, ત્યાં નહિ; ના, ત્યાં નહિ.

**બાળકઃ**—તો ધાર, બા, ઓ ! બા, વસે છે એક રાજા મ્હેલમાં
જેનું જીવન આખું વીતે છે મોજમાં ને સ્હેલમાં
ભરપુર જેની સાહ્યબી સત્તા ઘણી જેની દીસે
જે સ્વર્ગ આખું ગામ કહે, તે ત્યાં હશે ? શું ત્યાં હશે ?

**માતાઃ**—ના, ત્યાં નહિ; ના, ત્યાં નહિ.

**બાળકઃ**—સંભાર ત્યારે બા, ઓ ! બા, તે દિન જુના આપણા
જ્યારે હતો હું બાલુડો શોભાવતો તુજ પારણાં
ખોળે ચઢીને બેસતો ને લાડ કરતો અવનવાં
માડી ! તને સંતાપતો તોયે ન તું રોતી કદા
વાચાળ મારી કાલી કાલી બોલીથી તું રીઝતી
મળમૂત્ર મારાં ઉંચકતી તોયે ન તું કંઈ ખીજતી
બીજે નહિ તો બાલમસ્તીમાં જરી રહેતું હશે
જે સ્વર્ગ આખું ગામ કહે, તે ત્યાં હશે ? શું ત્યાં હશે ?

**માતાઃ**—ના, ત્યાં નહિ; ના, ત્યાં નહિ.

**બાળકઃ**—રે, યાદ, બા, ઓ ! બા, મને આવે હવે કંઈ અવનવું
વાંચ્યું હતું મેં ' નળ અને દમયંતી'નું પુસ્તક નવું

કહે છે, ' ઘણો વ્હાલો હતો દમયંતીને' એનો પતિ !
એના પતિને એ વળી બહુ પ્રાણથી વ્હાલી હતી
કાયા હતી જુદી ઉભયની પ્રાણ ના જુદા હતા
ને પ્રેમ ખાતર પ્રેમથી નિજ પ્રાણ પાથરતા હતા
આવા મળે પ્રેમી ઘડી ને નયન જે મીઠું હસે
જે સ્વર્ગ આખું ગામ કહે તે ત્યાં હશે ? શું ત્યાં હશે ?

**માતા:**—ના, ત્યાં નહિ; ના, ત્યાં નહિ.

**બાળક:**—હું તો હવે થાકયો કહી કહી, એક તારી 'ના' થકી
લે જો, હવે ઓ ! બા, કહું ત્યાં વાસ છે એનો નકી
જોજે હવે તારે રહી છે ' હા ' કહેવી હોંસથી
જો ના કહે તો માનજે કે સ્વર્ગ બીજે કંહી નથી
બ્રહ્માંડ, હાલરડું સુણી જેનું નિજાનંદ મચે
ને ચિત્રમાં, જે પ્રકૃતિ આખી નવી આવી રચે,
એવા કલા સંગીતના જે મસ્ત તે હૈયે વસે
જે સ્વર્ગ આખું ગામ કહે તે ત્યાં હશે, શું ત્યાં હશે ?

**માતા:**—ના, ત્યાં નહિ; ના ત્યાં નહિ.

**બાળક:**—હાર્યો હવે ઓ ! બા, ન પહોંચે બુદ્ધિબળ મારૂં હવે
છે એક આખરની હવે શંકા મને જે ઉદ્‌ભવે
એમાં હજીયે હોય તારી 'નાની ના' તો કયાં રહ્યું ?
તે સ્વર્ગ તારૂં કહી બતાવે તો જ તો માનીશ હું,
લે જાણ બા, ઓ ! બા, હશે જે ભક્ત મોટા રામના
દુનીઆ ટકે છે તો જ આ આધાર જો એ છે ઘણા;
જે સ્વર્ગ પણ સદ્‌ભાગ્યવાળું જો હશે તો પામશે
આશિષ એ સાધુતણી: તો સ્વર્ગ શું મા, ત્યાં હશે

**માતા:**—ના, ત્યાં નહિ; ના ત્યાં નહિ.

* * *

**માતા:**—'આકાશ' કહેતાં શુન્ય, માટે 'સ્વર્ગ' બેટા, ત્યાં નથી;
છે 'સાયબી'માં ગર્વ માટે સ્વર્ગ સાચું ત્યાં નથી.
' વાત્સલ્ય ' કે ' દાંપત્ય પ્રેમો ' માત્ર બંધન મોહનાં
ને મોહમાંના બંધનો શું ચિન્હ તારા સ્વર્ગનાં ?
સંગીત કલાના મસ્ત, બેટા ! એક કુંડાળે રમે
બીજન ઘણા રોતા હશે આનન્દતા એ **જે સમે**
એવા જીવોનો સ્વર્ગ હો, પણ સ્વર્ગ તે **તારું નથી**
રે વત્સ ! માટે આપણું એ સ્વર્ગ સાચું ત્યાં નથી.
ને સાધુઓ જે ભક્તિના અવતાર જેવા લાગતા
એ તો સદા માયા અને દુનિયા થકી દૂર ભાગતા
માનવ ન દર્શન પામતા તે આશિષો **શે** પામશે !
સંસારીઓનું સ્વર્ગ ને આંહે કદી જઇ ના વસે.
વાંચ્છે વળી વનવાસીઓ એમાં સ્વ—આત્માનું ભલું
જાણે જગત છે એકનું, એના વિનાનું એકલું
એ નિવૃત્તિમાં સ્વર્ગ ન્હોયે, હોય તો શાં આપણાં ?
આવે વસ્યાં જે આપણાથી સ્વર્ગ તે શા કામનાં ?

* * *

આ વિશ્વના માનવજીવોને બાંધવો જે માનતા
એના સુખે રાચ્યા રહે, એના દુઃખે દુઃખી થતા
સંસારમાં રહેતાં છતાં સરસ્યા રહી સત્ આચરે
ને ગર્વ શ્રીજીના ત્યજેલા ઉપર પ્રીતિ ધરે
જેના જીવનમાં મંત્ર એ: ' ન્હાવું અને રહેવું ' રહ્યા
જે અન્ય કાજે જીવનો સોંપી રહ્યા—આપી ગયા,
એ મંત્રમાંના કર્મથી જે રહેજ ના પાછા ખસે
એ મૃત્યુમાં, એ જીવનમાં ને સ્વર્ગ બેટા, ત્યાં વસે.

# 'જંબે, જંબે કરતા સહકારીને

ભૈરવી–ધુમાલી

( પશુમાં પડી એક તકરાર—એ રાહ )

સખા, તું આવ હવે મેદાન (૨)
ધર્મયુદ્ધ ભારતનું જગવી, 'ધર્મ' કરે આહ્વાન
વીર એ સત્ય કર્મનો માન.

સ્વાર્થી સગાંના સ્નેહ રાખવા વ્યર્થ કરે હડવાદ
એ હડવાદે તારા હૃદયે નિર્બળ નીપજે નાદ
નથી કંઈ નિર્બળનાં કલ્યાણ—સખા

તપ તારાં પહેલાંનાં તે તું આજ ફરી ઝગાવ
પાપ ધ્રૂજાવ્યા પૂર્વે તે તું આજ ફરી ધ્રૂજાવ
જરા આ બાંધવગણને જાણ—સખા

તુજશા વીર જો ધર્મ ચૂકે તો, 'ધર્મ' તણાં શાં માન ?
મોહ ત્યજી કર કર્મ, પરંતપ, ઉઠ હવે નાદાન
પછી જો ! પાપ ધસે બળવાન- સખા



# બ્રાહ્મણનો સાદ

ગઝલ

સુતા છો બંધુઓ શાને ? પડી છે ભીડ જ્યાં દેશે
ઉઠોને વીર ગુજરાતી, તમારા દેશને માટે,—૧

જતાં ચિતોડ ને ચાકણ, પડયાં, સુતાં, બધું ખોયું
ગુલામી ભુંસવા ચાલો, તમારા દેશને માટે.—૨

તમે છો નિંદમાં ત્યારે શીકરમાં હિંદ જાગે છે
પડયા છે જેલમાં હિંદી તમારા દેશને માટે.—૩

મુકીને કોતરો આજે સિંહો જંગલ ગજાવે છે
તમે પણ જઈ ભળો વીરા, તમારા દેશને માટે.—૪

ચઢયો છે દેશ જ્યાં જુધ્ધે વીરોની હાક વાગે છે
તમોને જેલ પડકારે, તમારા દેશને માટે.—૫

ઉઠો, જાગો અને લાગો તમારા કર્મમાં બંધુ
સુણીને સાદ બ્રાહ્મણનો તમારા દેશને માટે.—૬

# દશા કે દુર્દશા ?

ઇન્દિરા છંદ

( ક. દ. ડા. ના એક કાવ્યનું પ્રતિકાવ્ય )

ઝેર થયાં ને વેર થયાં વળી છાના કેર થયા કરનાર
પરનાતિથી સંપ છતાં મતભેદ મહીં સઘડે સંસાર
કોઇ ન છેડે બકરીને પણ પગપગ ભયમાં માનવ પ્રાણ
કોપ ગણી કિરતાર તણો એ, રે હીણભાગી હિંદુસ્તાન— ૧

રાજ્ય અનુપમ, કર્મચારી પણ લાજ ન ધારે તારી પે'ર
કરે કુકર્મો નામ કાયદો જુજ ધનથી માગે કંઇ લ્હેર
મહમદથી માઇકલ નહિ ઓછા, તૈમુરથી ડાયર બળવાન
કોપ ગણી કિરતાર તણો એ, રે હીણભાગી હિંદુસ્તાન— ૨

જુલ્મી રાજાની જડ ઉખડી, નોકર ત્યાં નીપજ્યા આ વાર
ભારે બીલ ભરી સોનેરી ટોળી થઈ નરપે અવતાર
મોઢે ઘાવ કરી મુખ રાખે લાલ ગણાવે ઇંદ્ર સમાન
કોપ ગણી કિરતાર તણો એ, રે હીણભાગી હિંદુસ્તાન— ૩

હોલ્કર સ્થાને 'હાઉ' કંપની લીમીટેડ લાંબી તલવાર
સદા સંહારે દીન દુઃખીયા તોય ગૃહસ્થપણું ન મટે તલભાર
નવા નામ નેજાની નીચે ચાલે એનાં એ તોફાન
કોપ ગણી કિરતાર તણો એ, રે હીણભાગી હિંદુસ્તાન— ૪

આફુ તમાકુ દારૂ વ્યસને મોજ શૉખમાં સૌ ગુલતાન
ગર્વ અભિમાને ફુલી ગયડાંવ ગાંડા થઈ નાદાન
રંજાડી રંકોને માણે મોજ ઘણા હિંદી ધનવાન
કોપ ગણી કિરતાર તણો એ, રે હીણભાગી હિંદુસ્તાન—૫

દોરાના ફાંસાને સ્થાને ધારાસર ફાંસાને માન
ધીંગાણાને દાબી દઈ નિર્બળ થઇ બેઠા સૌ બેભાન
ખેતરમાં 'લશ્કર'ને સ્થાને બેઠા 'કર' જમરાજ સમાન
કોપ ગણી કિરતાર તણો એ, રે હીણભાગી હિંદુસ્તાન— ૬
છાપાં માથે પ્રેસ એકટની લટકે અણીયાળી તરવાર
જરાક જો કડવું પણ હિતનું છાપે ક્ષેમ નહિ તલભાર
કાણાને કાણો કહેવાનો ધર્મ નથી રે ! હવે, જબાન !
કોપ ગણી કિરતાર તણો એ, રે હીણભાગી હિંદુસ્તાન— ૭
'દેશભક્તિ' છે રાજદ્રોહના ગુન્હાતણો ઉંધો અવતાર
'સ્વરાજ્ય' શબ્દ ઉચ્ચારે જાણો ધાડ બીચારાને ઘરબાર
જપ્તી ! ગુપ્તી ! દેશભક્તનું સર્વ કરે ઉજ્જડ વેરાન
કોપ ગણી કીરતાર તણો એ, રે હીણભાગી હિંદુસ્તાન— ૮
હથિયારો લઇ હિંદીનાં કીધા છે હેઠાં આજે હાથ
નિર્બળ કેરો કોઈ ઉઠાવે હાય ! હવે હેને નહિ સાથ
દાદ નહિ, ફરીયાદ નહિ, કો સાંભળવા ફફડાવે કાન
કોપ ગણી કીરતાર તણો એ, રે હીણભાગી હિંદુસ્તાન— ૯
આજ રાજ અંગ્રેજ પ્રજાનું જગમાં જે છે મહાબળવાન
ઘણું જીતીને ઘણું વધાર્યું મનવાણીનું વ્યર્થ ગુમાન
'સૂર્ય આથમે નહિ અમારો' એવા સાથે પડીયું પાન
કોપ ગણી કિરતાર તણો એ, રે હીણભાગી હિંદુસ્તાન—૧૦

* * *

તે માટે તું તો તનમનથી તારો તે જુનો અધિકાર
હકથી, ધારાની હદમાં રહી, માગ ભલા હિંદી હકદાર
દીલથી ચાહે ટીળક ગાંધીસમ નેતા તુજ સ્હાય નિદાન
એ કિરતાર કૃપા કરશે તો શો રાંકભાગી હિંદુસ્તાન ?—૧૧

# ખાદી–કેસરિયાં

ગઝલ

જગતમાં જન્મી જે કહેતો નથી કે 'દેશ છે મારો'
મુઓ તે જીવનો જાણો ભૂમિપર ભાર કરનારો–૧*

ડુબી છે હિંદમૈયાની ગુલામીમાં જીવનનૌકા
બચાવે કોણ થઇ બેલી ? બસે જ્યાં પુત્ર પણ પ્યારો ?–૨

જગાડી આત્મ જો વ્હાલા, તમારાં આત્મબળ સુતાં
પશુબળપર ચલાવી દો, વિજયનો એજ છે ધારો–૩

સમાલો હાં ન એ બળમાં ભળે જઈ કોઇની હિંસા
અહિંસા સાચવી સાથે કરો એ આત્મ–ટંકારો–૪

અસહકારી ચઢે જુધ્ધે જુદાં હથિયાર છે એનાં
'સવિનય ભંગ ને સત્યાગ્રહ' એની તોપ તલવારો–૫

વિજય છે દેશનો આખર અપાયે આત્મભોગો જ્યાં;
થતાં જ્યાં ખાદી કેસરિયાં, નથી ત્યાં હારને વારો–૬

વસ્યું છે હાથમાં વીરા "થવું કે ના થવું છુટું"
ચલાવો રાજ્યરણમાંહી 'મરૂં' એ મંત્રનો મારો–૭



* પ્રથમની બે પંક્તિ સર વોલ્ટર સ્કોટના કાવ્યઃ—

"Breathes there the man with Soul so dead," વિગેરે એ પરથી છે.

# હિંદમૈયા

ભૈરવી ગઝલ

હિંદમૈયાની દશા શી આ ? એ હિંદી વિસાર મા
કંઇક રો ! રે કંઇક જો ! એનાં રૂદનિયાં રે કારમાં—૧

હો મુસલમાં તું કદી કર યાદ ફરમાને ખુદા
એ ખુદાના ના જુદા ઇન્સાફ છે દરબારમાં—૨

હો કદી તું ખ્રીસ્તી કે જરથોસ્તી તો જોજે જરા
ના જુદા બાઇબલ અવસ્તા 'ધર્મ'કેરા સારમાં—૩

શાસ્ત્રના તારો જુદા હો એક વીણામાં વસ્યા
'સાચનો બેલી પ્રભુ' એ સાત સ્વર સૌ તારમાં—૪

'એક સાચી જીંદગીનો રાહ સાચો' સૌ કહે
ધર્મપ્રેમી હિંદીનો એ ધર્મ આ અવતારમાં—૫

હિંદના બેટા ! મુસલમાં, પારસી, હિંદુ, ઇસા !
રે ભુલી જા ભેદ તારા, તે જુના સંભાર માં—૬

'છે પ્રથમ હિંદી' પછી બીજો ગણાજે તું બધે
દેશનો થઇને રહેજે દેશના આધારમાં—૭

સારતી આંસુ ઉન્હાં આ દુર્દશામાં ભારતી
પ્રાણને પ્હોળા કરી આંસુ ઝીલો એ માતનાં—૮

ધર્મપર કુરબાન હો તો ધર્મ ખાતર પ્રાણ દ્યો
ને આજનો એ ધર્મ છે માતૃભૂમિ ઉધ્ધારમાં—૯

❧

# નવી વાતો માટે

જગત શું કહે છે—તે—વાંચો:—

**( એમાંની પહેલી વાર્તા રેડીઓ–પ્રહસન તરીકે બ્રોડકાસ્ટીંગ કંપનીમાં તા. ૨-૬-૨૮ને રોજ ભજવાઇ હતી )**

**સૌરાષ્ટ્ર** ( ૨૬-૫-૨૮ )

"ધડમથલ ને ધમાલના આ યુગમાં લાંબી વાતો વાંચવાની ઘણાય-ને ફુરસદ હોતી નથી અને જીવનકલહ એટલો તીવ્ર થઇ પડ્યો છે × × તેથી જ 'હળવા સાહિત્ય'ની માંગ વધી છે અને હમણાં હમણાં હળવા સાહિત્યને નામે અધમ ભાવના પોષે એવા હલકટ સાહિત્યનો પ્રચાર થવા લાગ્યો છે. એ અટકાવવાની ભારે જરૂર છે. એ કાર્ય આવી ચોપડીઓ જેવાનું નર્મ સાહિત્ય કરી શકે. × × જેરોમ, સ્ટીફન લીકોક જેવું સર્જન × × "

**સાહિત્ય** ( જુન ૧૯૨૮ )

" × × ટુંકી વાર્તાના વાસ્તવિકતા વિભાગ એમાં જણાય છે. × × બધી વાતોમાં રસ, નવીનતા, આનંદ, બોધ ને સફળ-તાના ઘણાખરા અંશ × × હોવાં રસ વિનાના અને તોફાની છતાં શાંત હોવાથી × × સુંદર ઉમેરણ "

**ગુજરાતી** ( ૩-૬-૨૮ )

" ઘણા થોડાક સમયમાં રા. જહુરાગનું નામ ગુજરાતી લેખકોમાં ઠીક આગળ આવ્યું છે. એમનું પ્રથમ પુસ્તક 'બુદ્ધિનું બજાર' ઠીક લોકાદર પામ્યું છે + + એટલો જ સફળ આ પ્રયાસ થાઓ! * * "

**બુદ્ધિપ્રકાશ** ( જુલાઈ ૧૯૨૮ )

"લેખકે દુનીઆ દારીનો સારો અનુભવ મેળવ્યો જણાય છે. સંસારની ખામીઓ × × હુશીયારી ને કુનેહથી દર્શાવેલ છે. બધી વાતે રસ પડે તેવી સુંદર + + "

**આ** ઉપરાંત પ્રજામિત્ર કેશરીએ મુક્તકંઠે પ્રશંસા કરી છે. કવિશ્રી ખબરદાર પણ ખૂબ હસ્યા છે.

# શાને ના રડે ?

ભૈરવી

દુઃખીઆં અમારાં હૈડાંને દીલડાં શાને ના રડે ?
શાને ના રડે, શોધ્યાં સુખો ના જડે—અમારાં

રડવાં ના રહે જાનાં, વધારે રડે
કેટા રડે જાનાં શે વડે ?—દુઃખીઆં

દીનતાને દરિયે આમ હિંદીસમાજ નાવને નડે
પવન તોફાન અને તરફડે
આથડી ઉંચે ચડીને પડે
સડે સમાજ, દશા એ દઝાડે, હૃદય દુઃખડાં રડે
લોહીનાં આંસુ મારી રડે—દુઃખીઆં



# સર્વવ્યાપક નિરાશા

કવાલી

જ્યાં જ્યાં નજર મારી ફરે ત્યાં ત્યાં નિરાશા એક છે;
લાખો કંઇ આશા કરો અંતે નિરાશા એક છે.

છે માનવીના અંતરે સાગર ઘણી આશાભર્યા;
આશા ભલે મોઝે ચઢે આખર નિરાશા એક છે.

સંસારમાં દૃષ્ટિ કરો તો સર્વ છે દુઃખી જીવો;
સૌને રહી કંઇ કંઇ નિરાશા સર્વવ્યાપક એક છે.

થાતાં પુરી જ્યાં એક આશા તરત બીજી ઉદ્‌ભવે;
તારા રહ્યા લાખો નિરાશા ધ્રુવતારો એક છે.

આશા અમર માની બીચારો માનવી જીવ્યા કરે;
છે કાલ એ આશા અને આજે નિરાશા એક છે.

બસ રોજ ઉધાર્યા કરે કાલે જમા કરવા બધું !
આશા બધી 'મીંડાં' નિરાશા એજ સાચો એક છે.

જીવન વીતે આશાભર્યા એ એજ નિરાશા મંહી;
જીવન મરણુ ને જન્મમાં જ્યાં ત્યાં નિરાશા એક છે.

# જીવનમાં રસ

પીલુ દાદરા

(બાલગાંધર્વના 'મી અધના ના શીખે ભીતિમનાં' એ ગાયનનો રાહ)

જીવનમાં (૨) રસ આજ ના રહ્યા,
રસ આજ ના રહ્યા :
જે હતા તે વહી ગયા—રસ આજ ના રહ્યા.
જોયા ન કયાંય
કોઇ જીવનમાં, રસના ઝરા વહ્યા
—જીવનમાં

સુકા સુકા સિંધની ભૂમિ સમાં આ હિંદનાં જીવન
જનમ રસ વિના
જીવન રસ વિના
રસાં વિનાનાં જીવન અંતે રસ વિના ગયાં!
—જીવનમાં



## બે વિધવા!

રાગ દેશ, તાલ ચલતી

**પરણેલી ( ! ) વિધવાઃ—**

મારી સજની મારે ક્યાં જઈ રમવી રજની રોજ રસાળી ?
નથી રસ, હૃદીયું છે ખાલી, મારી આમ જીંદગી ચાલી.
બાર વરસની બાલા હતી હું, પરણી આ ઘરવાળો.
આજ મુજ શી અલબેલીને આવો વર નહિ જરા રૂપાળો !
રસિક થતાં હું રસને સમજી કોઈ મળ્યો ન રસાળો ;
આ ઘરડા ઘરમાં મુક પુળો એનું નામ સદાનું બાળો.—મારી

**બાલવિધવાઃ—**

વરજી મન માન્યા નવ હોયે ઘણા રસે અલબેલા ;
અલબેલી તુજસમી નિરખતાં કોણ બને નહિ ઘેલાં ?—

**પરણેલી વિધવાઃ—**

અલી ! મને અનીતિ બહુ અકળાવે મનડું મુંઝવી મારે ;
જઈ આશરે કોને કહું ? મને કોણ ભલા થઈ તારે ?
—મારી

**બાલવિધવાઃ—**

બેન ! નીતિની થાય નહિ કંઈ ભાતભાતની વાની :
એમ પુછડું પકડેથી નહિ વળશે દિન દીવાની:

**પરણેલી વિધવાઃ—**

શાસ્ત્રકાર વિદ્વાન બધા દીન નાર વગોવી જતાં
કોઈ ન તાણે રોગ સ્રીનો, પુરૂષો ભ્રમરો કહેવાતા !—મારી

**બાલવિધવા:—**

થાય તેવાં જો થઇએ બ્હેની ! ગામ વચાળે રહીએ ;
નીતિ અનીતિ નેવે મુકી નિજદેહ સુખને ચહીએ:

× × × ×

એક હતી પરણેલી વિધવા વૃદ્ધ પતિની નારી,
પિતાદેવ લઇ પૈસા નરકે નાખી ગયો સુકુમારી ;
બાલવિધવા બીજી હતી જેણે પતિ હતો અણજોયો,
પણ જોબનનાં જોર આવતાં મનનો સંયમ ખોયો !
બાકી હતું તે નવલકથા, નાટક, સીનેમા જોયાં ;
એ રીતે બન્ને બ્હેનડીએ દેહ પવિત્ર જ ખોયા.



## બીચારી બાળા



**મંદાક્રાન્તા:**

જેનું કોઇ નહિ જગતમાં એક બાળા બિચારી,
સ્વામી સાથે વિદેશ વસતી પાસ રહેતી અમારી;
એનો સ્વામી ક્ષય દરદમાં, જીંદગી ગાળતો'તો,
વૈદ્યે ચીંધ્યો, પવન બદલો: તેથી એ આંહી રહેતો:

**હરિગીત**

સૌભાગ્ય જોખમમાં ગણી આનન્દ-ઉદાસી થતી,
બાળા બીચારી સ્વામીને સેવા અહોનિશ આપતી;
આખા દિવસ સેવા કરે તોયે કદી નહિ થાકતી,
આખર બીચારી બાગમાં એ સાંજરે ફરવા જતી.
જોયું અમે તો એક દિન ગમગીન એનું મુખડું,
સુંદર હતું તો યે કહી દેતું હૃદયનું દુઃખડું:

**મંદાક્રાન્તા**

આવાં સુંદર, મધુર મુખડાં કાં સરજ્યાં તેં રડાવા ?
તારે ત્યાં શું પ્રભુ ! ઘટી પડયાં હાસ્ય? અન્યાય આવા?
કોઇ જો જો, મધુર નજરે એ નિરંગી છબીને,
એનું જોઈ દીનવદન એ સારજો અશ્રુઓ બે:

**હરિગીત**

પાડોશમાં હર્દી બીજે; આરોગ્ય ના આવ્યું કંઇ,
ને એકદા ચાલ્યો ત્યજી આ ક્રૂર જગની જીંદગી:
આ દાખલો જોઇ બીચારી એ મધૂરી ધ્રુજતી,
રોયા કરે જોઇ નવી વિધવાતણી દુઃખા સ્થિતિ.

નિજ નાથ કાજે તલપતી કંઇ તર્ક વિતર્કો કરી,
રોતી દિવસ ને રાત બસ રોતી બીચારી ફરી ફરી;
સુંદર દુઃખી બાળા પ્રભુ ! જઇ કયાં કરે ફરીયાદને ?
તેં સર્વ સરજ્યું; એક પણ સરજ્યો નહીં દીનનાથ તે !



# પરાધીનતા

( ભજનની ધૂનમાં )

પરવશ થઇ શું કહીએ રે, મનનાં દુઃખડાં કોઇને રે જી.

જાય વિજોગે માત પિતા રે પતિને પનારે નાર
સો સો વાનાં રે કહો નાથને રે, ધાર્યું 'ધણી' કરનાર—પરવશ

સ્ત્રીના વાર્યા રે પુરૂષો ના રહ્યા એના કહ્યા વેદ જાણ
સ્ત્રીનાં કર્યાં તે વ્હેની ! થાય શું એ તો સુકાનહિણું વ્હાણ—પરવશ

જેણે દીધા રે સખી ! જન્મને એના પ્રેમ કર્યો શા કામ
એનાં સગાં રે થવું પડે જેને પડયા રે આપણે પાન—પરવશ

જેવા તેવો રે તોય માનજે એ તો આર્ય હૈયાનો નાથ
પ્રભુ જાણી તેને પુજજે જેણે ઝાલ્યા સંસારીએ હાથ

પરવશ શાને વ્હેની કહીયે રે
જો મનડું માને ધર્મને હોજી.

# કલિયુગનાં કુટુંબોમાં !

મનહર છંદ

**માબાપ!**

ભણાવી ગણાવી બાપે બેટાજીને મોટા કર્યા,
પછી કહે: 'કહું તેમ ચાલે તો જ કામનો !
'મળમૂત્ર ઉપાડીને રોગ દોગ હાંકી કાઢી'
'પાણી પાયી આશાએ ઉછેર્યો શું નામનો ?
'શાસ્ત્રમાં કહયું છે 'માન પિતાનું એ ધર્મ ત્હારો'
'ત્હારે મન ધર્મ ને પિતાયે શું ન કામનો ?
'સત્યવાન, પેલા ત્હારા પ્રહ્લાદનું નામ મુક
'મુરખા ! લે હાખલો તું રામાયણના નામનો'

\+ \+ \+ \+

'સત્ય, ન્યાય, બધું રાખ કાગળોનાં થોથાં મહીં
'જે જે હું કહું તે તારે સાચેસાચું માનવું;
'અંતરનો અવાજ ત્હારો સોંપ ત્હારા ગાંધીજીને,
'ત્હારે તો પિતાનું વેણ વેદવાક્ય જાણવું.
'તને કયાં પડી છે પણ મારા વેણની કદર
'તારે તો જ્યાં નારી વસુ ત્યહને છે નાચવું ?
'ચીશ ન્હોરી ગળે જ્યારે વળગી, કે માતપિતા,
ત્યાગીને ત્હારે તો બસ રાં......સાથે રાચવું !'

\+ × × +

અભાગી આ હિંદમાં છે આજ આવાં માતપિતા
જેને શાસ્ત્રકારો દેવ ગણાવીને સ્થાપે છે :
ધર્મથી વિખુટી જુઠી પુત્રને આજ્ઞાઓ કરે
'કપુત' ગણાય જો એ વેણને ઉથાપે છે.
'પાળીપોષી મોટા કર્યા' મ્હેણાંતણો મારે માર
પોતાકેરૂં પોત પછી પુત્રપર પ્રકાશે છે :
ઋષિઓને ખ્યાલ નહિ આવા માતપિતા થશે
નહિ તો ન દેવ લખ્યા હોત એમ ભાસે છે.

\+ + +

## કુળદીપક !

વિવિધ ઉપાધિ વ્યાધિ વ્હોરી વડીલોએ વ્હાલે
નાનામાંથી મોટો કર્યો વયમાં ને માનમાં ;
ભણાવી ગણાવી મોટો ગામનો બનાવ્યો મુખી
'ઘડપણે પાળે' એવી આશાકેરા ધ્યાનમાં:
જુવાની, જોરૂ ને જર, અમલના જોરે કરી
બેટાજી ફરે છે ફુલી ઘેટા જેવા, તાનમાં :
'બા કેવી ને બાપ કેવો ?' એમ ભુલી એના ગુણ
એવા મુખી મુખ શું લઇને જીવે જહાનમાં !

× × ×

' મોટા કર્યો એ તો ધર્મ તમારો હતો જ
' વળી કર્યો તોય કોણે કીધું' તું કે પરણાવજો ?
' મારે ને તમારે હવે કાંઈ લેવા દેવા નથી
' મારૂં હું સંભાળું તમે તમારૂં સંભાળ જો.
' ખાવાપીવા હોય નહિ તો તો ગાંધીજીનો લાવી
' ડોસી પાસે ઓસરીમાં રેંટીઓ ચલાવજો ;

' જગમાં તો બાપ બેટા ઘણા જુદા પડે છે ને
' હું જુદો પડું છું-કહેતો જાઉં છું કે 'આવજો.'

\+ + +

ધન્ય ધન્ય દીકરા ! પાક્યા છો માને પેટ હીરા
હિંદદેવીને તમે જ કો'ક દિ ઉદ્ધારશો !
જે ભૂમિમાં આવા મહા પિતૃભક્ત પુત્ર હોય
તે ભૂમિને પાપ કે અધર્મ કેરો ભાર શો ? !
એવા ડોસા ડોસી મરી એને પેટ જન્મ લઇ
એવા પિતૃભક્ત બને, એજ સાચો વારસો !
આવા સપુતોથી દીન હિંદભૂમિ તારો, પ્રભુ !
એટલી મારી એ નાની વિનંતિ સ્વીકારશો.

\+ + +

**ભેવાટ**

બાપ કહે બેટા ખોટો, બેટો કહે બાપ ખોટો
એ બેમાં જણાતું નથી ક્લેશનું શું મૂળ છે ?
ક્લેશકેરાં કારણોમાં હિંગનો વઘાર નથી
એક કહે રાખ છે ને બીજો કહે ધૂળ છે.
સારમાં જણાય બન્ને સ્ત્રીઓને આધીન થયા
સ્ત્રીઓમાં કળાય મોટું અજ્ઞાનનું શૂળ છે
ક્લેશ આવા કલિના કુટુંબમાંથી ભુંસવાને
જ્ઞાનથી સુધારો સ્ત્રીઓ તો જ સુખી કુળ છે.

# શોફર અને ભીખારી

ગઝલ

**ભીખારી :—**

' તમે ઓ શેઠ આ મોટરતણા માલીક અન્નદાતા
' અમારૂં ભીખનું ગાડું તમારાથી જ ચાલે છે;
' ભીખારીને દયાથી દોઢીયું દેજો તમે માબાપ,
' ભલું થાશે તમારૂં, આ ભીખારી ભીખ માંગે છે.'

\+ \+ \+

**શોફર :—**

' સમાલું જેમ હું મારૂં, સમાલી તેમ તું લેજે
'પડી કોને ગરજ કોની બધે જ્યાં સ્વાર્થ ચાલે છે?
' તને તારી પડી છે તો મને મારી પડી ચિંતા
' આ દુનિયા સ્વાર્થની એકજ ધરીપર ગોળ ચાલે છે.

' ગરીબોને જગત ખારૂં, જગતને એજ ખારાં છે
' હવેના આ જમાનામાં બધે જરદાર મ્હાલે છે;
' ભણ્યો નહિ તું મુરખ ! જ્યારે અમે બહુ ચોપડાં ફાડયાં
'ભૂગોળે સાફ કીધું છે કે ' દુનિઆ ગોળ ચાલે છે !'

'હશે શ્રીમંત નું પહેલાં દશ દાનો બન્યો બાવો
'દીવાળા ધર્મની પેઢી કુંકે ત્યાં મેળ શા રહે છે ?
'હવે શ્રીમંત બને ત્યારે હિસાબી તું થજે પાકો
'બરોબર યાદ આ કરજે કે 'દુનિઆ ગોળ ચાલે છે'

\+ + +

'નથી મોટરતણો માલીક પણ હું હાંકનારો છું
'ભીખારીથી નીચો નોકર; હૃદયમાં રોજ સાલે છે.
'હજી આગળ વધો મા'રાજ પુજો કોઇ ખરો શ્રીમંત
'અમારાથી ન જગ—મોટર તણી ગાડી જ ચાલે છે !'



# ધનવાન કેમ થયા ?



રાગ માઢ-તાલ ધુમાલી

જરા હળવી મોટર હાંકોને ઓ મોટર ગાડીવાળા (૨)

લીમીટેડ કંપનીઓ કાઢી ગરદન કાપી લાખ
શું મોઢું લઈ આ મોટરમાં ફરતા રાણીબાગ...રે...જરા

મીલઓનર, 'મીલીયોનેર' મોટા બપકામાં નહિ બસ
એંકર થયા બહુ વ્યાજ બતાવી મુદ્દલ કરતા ડુલ...રે...જરા

ધોળે દહાડે ધન લુંટવાનો ધંધો છે આ સાફ
પરધનથી ધનવાન થયા, ઇન્સાફ ન કરશે માફ...રે...જરા



# ધનવાનોને !

( તપ કરના, અબ જંગલ જાયે તપ કરના—એ રાહ )

મદ ધર મા, ધનવાન! ધને મદ ધર મા :
પાળી મનમર્કટ મદ કર મા—ધનવાન!

તારૂં નહિ તે તારૂં માની, ફોગટ ફુલી ફર મા (૨)
ધનપવન મનમાં વહે, વેરાન વન ઉપવન થતું ;
મન બધું મદમેલથી, નિર્મળ છતાં છાઇ જતું—પાળી.

ચાર દિવસના ચાંદરણામાં મોહમુગ્ધ થઇ મર મા :
જન્મ લઇ જીવી ગયા, સૌ કોળિયા છે કાળના ;
ધનમદ સમા દુશ્મન કદી, પય પાઇને તું પાળ ના—પાળી.

પામર જરને સાકર જાણી, કાંકર પ્રીત કર મા :
કર નજર સૃષ્ટિનિયમપર, કર ન જરકેરી મયા ;
ધન વગરના કર લઇ, ધનના ધણી પાછા ગયા—પાળી.



## ધન મળે ત્યારે ?

( ભૈરવી કવાલી )

| કલકત્તાની એક નાટક કંપનીનું અસલ કાવ્ય | મારૂં પ્રતિકાવ્ય |
|---|---|
| દુનીઆમેં જબ ધન પાના, | દુનીઆમેં જબ ધન પાના, |
| કલકે લીયે બચાના: | નિર્ધનકો સદા નીભાના: |
| દોલત ભી હય એક ખેતી, | દોલત દો દિન રહેતી, |
| બોયે ઉસે ફલ દેતી. | જાતી હે તબ ન કહેતી. |
| નહિ રહેતી હે મછલી બી, | કભી કલકે લીયે કુછભી, |
| નદી જબ સુક જાતી હે; | બચાઈ પ્રેમસે દોલત; |
| જો દોલત હય તો તુમ દુલા હો, | તોભી તો ખર્ચ કલ હો જાયગી: |
| દુનિયા બરાતી હે. | ઔર ફીરભી વો હાલત ! |
| કભી હસતે હુવે રોતે, | તો દોલત આજકી કલકી, |
| જબ્બીતક ચાર પૈસે હય: | ન કીસંકો કામ આતી હય : |
| ન પુછેગા મુફલીસીમેં આપકો | વો દોલતકી નહિ એક પાઇ, |
| કે આપ કયસે હય... | કીસકે સાથ જાતી હય. |
| દુનીઆમેં | મરતોંકુ મારે જો લાત |
| | કયા કામકી વો દોલત...દુનીઆમેં |

ગઝબ કયા આદમી કરતા હે, થોડી જીંદગાની પર ; *
હવામેં કિલા બનાતે હે, મહલ મંઝીલ પાનીપર !
સીકંદર જબ ગયા દુનિયાસે, દોનો હાથ ખાલી થા :
પ્રભુને તુજકો દોલત દીઇ તો, તું દુ:ખીયોકો દેકર જા :
દે ધન, જો પુણ્ય પાના, નિર્ધનકો સદા નીભાના–દુનીઆમેં



* એક ઉર્દુ કવિનું કાવ્ય–થોડા ફેરફાર સાથે

# મહત્વાકાંક્ષા

( છપ્પા )

મજુર મથે છે ખુબ અંગની મહેનત કરી,
'ક્યારે આવી મીલકેરો મેનેજર થાઉં હું ?'
મુનીમ મથે છે 'ક્યારે પેઢી મંહી પીઢ બની,
માલીકની મુછ કેરો મવાળો ગણાઉં હું ?'
માલીક મથે છે 'ક્યારે મીલમાંથી નફા કરી,
કરોડોના ઘેર, મોટા ઢગલા બનાવું હું ?
પછી સરકાર સાથે કરી સહકાર ક્યારે,
સરનો ખીતાબ સાધી માનીતો મનાઉં હું ?'

* * *

વળી સરકાર એવી ભૂપતિના ભૂપ થવા,
માખણથી દેશ દેશ કેરાં, મુખ ચોપડે;
એમ ન બને તો એને લડાવાના લાગ સાધી,
કાઢી લે પોતાનું કામ, કાંઈ ના ઓજો પડે!
છેવટ પતાવે જુદ્ધ, બીલાડી પટાવે તેમ,
ન્યાયના પિતાને તોય રોટલો ઓછો પડે !
આવી આવી કુટિલ નીતિના દાખલા છે ઘણા.
શોધો તો જડે જ ઇતિહાસતણે ચોપડે.

* * *

કીડી કણ આશ કરે, હાથી હારા કાજ ફરે,
જેવું જેનું ગજું તેવો મહાન થવા ચ્હાય છે :
ભાગ્યવાન ફાવી જાય ભૂત જેને ઘેર રળે,
અભાગીના આડે ગ્રહ આવ્યા ભાગી જાય છે !
મહાન થવાને માટે મથે સઉ આજકાલ,
જન્મથી કે મહેનતથી ઓછું થવાય છે ;
બાકી રહ્યો ત્રીજો વર્ગ ઓઢી લે મહત્વ પોતે,
એમ મહાન થવાનો પવન આજે વાય છે.



# વૃદ્ધને એક યાદ



("મન માયાના કરનારા"—એ રાહ)

વૃદ્ધ ! વડે તું જોઇ શું રૂપાળું રે,
આ જગત્‌માં નહિ કાંઇ સારવાળું :
વીત્યાં વર્ષો તને તેં વેચીને વાટમાં,
ખાધા કહેને શું વટાણા ?
વિધવિધ દુઃખ સુખના લીધા તેં અનુભવો,
મનમાં તે ક્યાં જઇ ભરાણા ?
રે...આ જગત્‌માં

કર મા કુડા પ્રપંચ, માયાના જીવ !
તારા કાળાના ધોળા થયા મવાળા :
ધોળાના કાળા કરે, તું રામ કહેતો જાય,
પેલી બાળાને પરણવાના ચાળા !
રે...આ જગત્‌માં

પુત્રી જણાય તેને પત્ની બનાવવા,
ઘડપણમાં તું ચડે ઘોડે ;
'ઘર જોગ થાય બીબી ઘોર જોગ થાય મિયાં !'
દેશહિત એથી દૂર દોડે—
રે...આ જગત્‌માં



## બાંધવ જતાં

('એક દિન એવો આવશે'–એ રાહ)

એક દિન એવો આવ્યો,
મારી વીંખી સંસારની વાડી રે—એક
સગાં સગાં સઉ ખાય દયા, મેં તો
રોઇ રોઇ આંખ સુઝાડી રે—એક

મારી એ વાડીએ વિધવિધ ફૂલડાં, માત પિતા ને ભ્રાતા રે:
કોમળ ભાવથી સુવસતાં મારી હરિયાળી વાડીએ શોભાતાં રે.
પણ એક દિન—

માતા ગઇ ત્યારે છાંય પિતાની, રૂદિયું સ્હેજ રૂઝાવે રે:
જુદા સંસારીએ જાતા પિતા, મારો ભાઇ હૃદયશું ભાવે રે.
પણ એક દિન—

એવી છેવટની એ છાંયડી, મારી આંય સમો માડી જાયો રે:
ક્રૂર ઘડીએ આવી હાય! હરિ લીધો, હરિનો હુકમ એવો આવ્યો રે.
એવો એક દિન—

આજ હવે હું એકલો, મારી બેલની જોડી તૂટી રે:
કોઇ નથી મારૂં ક્રૂર સંસારીએ, એકલી કાય આ વિખૂટી રે.
એવો એક દિન—

કોઇ હજો ક્રૂર દુશ્મનોએ, એની માડી કે ભાઇ ન મરજો રે;
બાંધવ જતાં મારો હાથ ગયો, હરિ! હાથ તમારો હવે ધરજો રે.
એક દિન—



# સ્મશાનભૂમિ

( સીતાજીના મહિનાનો રાહ )

ઘરઘરમાં ઉંબર હો છેડે દીસતા,
ગામે ગામે ઝાંપે જગમાં તું દીસે ;
જગતના માનવપ્રાણીની જીવલેણ જો— ૧

વેરણ થઈ ક્યા ભવનાં વાળે વેર તું ?
જગવાડીનાં માનવફુલડાં છુંદતી :
માનવજીવને મોટી તું દુઃખદેણ જો— ૨

પાળીને પંપાળી રાખી પ્રેમથી,
પાસે નાની છાપરીઓ બંધાવતા;
એવા તુજપર ગામતણા ઉપકાર જો— ૩

એ ઉપકારો કેરા આ પ્રતિકાર શા ?
ગુણના બદલા નગુણી થઈને આપતી;
આર્યા ! ભુલી શું આર્યનીતિના પાઠ જો ?— ૪

'પાણીને જે તીર વસ્યાં તે માનવાં—
પાવન સ્થળ:' શીખવે સૌ પુસ્તક આપણાં :
આવી તે તું પાવન કેમ ગણાવ જો ?— ૫

જેને અંગે ઢગલા દીસે રાખના,
ઉપર મૂક્યા કાચી માટીના કુંભ શા !
એવા તો દાનવના તુજ દેખાવ જો— ૬

દુર્ભાગી જે આવ્યા તારા હાથમાં,
તારા તે સૌ ક્રૂર શિકાર થઈ પડે ;
એનાં 'ધોળાં ફુલ' જ એની શાખ જો— ૭

ચેતનને ચાખીને રાખી રાખ તેં,
ચિન્હ બતાવે કેવા તુજ આહાર છે :
માનવભુખ્યું આવું ન જગમાં કોઇ જો— ૮

માનવનાં વ્હાલાંઓ ઘણેરાં તેં હર્યાં —
—ખાધાં તોયે તુજને તૃપ્તિ ના થઇ ;
ચૂસ્યાં તેં તો પાડોશીનાં લોહી જો— ૯

પાડોશીના ધર્મ ચૂક્યો શી રીત્ય તું ?
જેને આશ્રય રહી તેને સંતાપતી :
માનવની લઇ 'હાય' સુખી શું થઇશ જો ?— ૧૦

નાના મોટા રાય સંત કે રાંકડા,
જાતિ વય કે બુદ્ધિ ભેદ ન જાણિયા :
છોડયા નહિ તેં રામ સમા પ્રભુ ઇશ જો— ૧૧

મોટા મોટા પાંડવસમ ધરણીધરો,
બાળ્યા તારે ખોળે તેં અન્યાયથી :
હાંકે સૌ એક દંડે ! શું નહિ સાન જો ?— ૧૨

માનવની લઇ 'હાય' સ્મશાનભૂમિ હસે,
હસવા દ્યો એ નિર્લજ-ક્રૂર જ નારને:
એક દિવસ એનોય લખ્યો વિજ્ઞાન જો— ૧૩



# તડકા છાંયા

( ભૈરવી ગઝલ )

ન રે બાપુ ! જરાયે તું તહારા દુઃખને દ્હાડી ;
ન ખોતો શાણપણ તારૂં જરા થાતાં સુખી, માડી !

વખતનાં વાદળાં આવી ઉભી પાછાં વળી જાતાં ;
કદાપિ સ્થિર એના છાંયડા તડકા નહિ થાતા.

ઉપજતાં એથી જે સુખ દુઃખ ઘડી બે ચારનો ચાળો ;
છતાં આશા નિરાશાના કરે શાને સદા ખ્યાલો ?

સમય–તુલાતણાં પલ્લાં સુખો દુઃખો ગણી લેને ;
સદા સમતોલ એ રહેતાં નથી સ્થિતિ બીજી એને.

છતાં ચિંતાતણું ચિંતવન કરે તું જેટલું, મુરખા !
પ્રભુનું એટલું કરતાં, પ્રભુ પોતે જરૂર મળતા !



# માનવી જીવનનું માપ

( અખા ભગતના ચાલખાની લય )

વીશ વરસ વિદ્યામાં ગયાં, બળી બળીને બી. એ. થયા ;
રહ્યાં વીશ બીજાં જે હાથ, તે પળીયાં સૌ સ્ત્રી સંગાથ.
' આ કરવું તે કરવું ' એમ, ઉપાધિ સાથે સાધ્યો પ્રેમ :
બાકી રહ્યું તે છૈયાં થયાં, ધન મળીયું કે ધુંવાડે ગયા.
એમ થયાં ત્યાં પુરાં પચાસ, મટી નહિ માયાની આશ :
સુખ દુઃખ ભવમાં દેખ્યાં કંઇ, તો પણ અક્કલ આવી નહિ.
પછી કરે પસ્તાવો મન, ' હાય ! કરૂં શું હવે ભજન ?
' દાંત, દોર ને બળ સૌ ગયું, વણમાગ્યું આ ઘડપણ રહ્યું.
'હવે સ્મરૂં ક્યમ જગનો નાથ, નહિ એકે અંગ મારે છે હાથ?':
એ ચિંતામાં બળતો રહ્યો, ને વાતવાતમાં 'ન્હોતો' થયો.
ગયો ખરે એ ગયો કંગાલ, જેને મન કંઇ ન્હોતો કાળ :
લીધું નહિ ભાતું, (શો રાંક !) ભુખ્યો રે', ભાવિનો વાંક ?
સમજો કંઇ સરવે સજ્જન, સમય ખરેખર સાચું ધન ;
ભવનું ભાતું ભેગું કરો, અખંડ સુખ ને મુક્તિ વરો.



# જંજાળી જીવને

( રાગ કાફી )

જંજાળી જીવ, જાગ ને તું જોને પાછું વાળી;
અંધારા તારા અંતરપરના પટને નાંખ બાળી—

ગર્ભમંહી તું ગભરાયો'તો દીધું વચન તેં વ્હાલે;
બ્હાર મોહ માયાનો લાગ્યો, ભુલી ભગવાન નગણ્યા
જકડાયો જાળે... તું જોને

આવી જવું એકલડું ભાઇ, આવે નહિ કંઈ સાથે;
તોય સ્વપ્ન સુખને વળગી રહે, થશે તારે સાથ તેં જે
કર્યું તારે હાથે... તું જોને



# ભુલકણું મન

( મારી સજની, તું ક્યાં રમી આવી રજની—એ રાહ )

મન મુરખા ! તું મુક હવે અભિમાન,
મારૂં માન, માન, માન—૧

આખો ભવ આળસમાં કાઢી, આંખ નહિ ઉઘાડી;
રામભજનમાં રોજ તને પેલી, આવે ઉપાધિબાઇ આડી.
મારૂં માન—૨

કાળ ઉભો ડોળા કકડાવી, વીખવા તારી વાડી;
ચાર વાર ચોફાળ ધરી શિર, પોક મુંક કાં માડી ?
મારૂં માન—૩

માયા મમતા મિથ્યા માની, ગાળી નાંખ ગુમાની;
રાંડ્યા પછી ડાહ્યો ન થતાં, હજી હરિહરને લે જાણી.
મારૂં માન—૪



# કલિકાળ

( છપ્પા )

કલિનો પ્રભાવ આજ ચારે દિશ વ્યાપી ગયો:
સત્યનું નિશાન કે ન નામ રે! કળાય છે.
ચોરી, લુંટ, ખુન, જુઠ, સ્વાર્થ, દંભ રાજ્ય કરે:
જ્યાં જઇ જુઓ ત્યાં 'મારા તારા'નો વા વાય છે.
બાપ ને બેટાની વચ્ચે, રાજા ને પ્રજાની વચ્ચે,
પૂર્વ ને પશ્ચિમ બન્ને, તાણુતાણ થાય છે.
અમેરિકા કે' હું મોટો, અંગ્રેજ કહે હું મોટો;
જાપાન પૂછે કે ' મારો જોટો ક્યાંય જણાય છે ? " !?

* * *

ના રે, ભાઇ ! ના રે, તમે નાના શેના ? હું છું નાનો;
એવું નમ્ર મુખે આજે, કહેનારો કોઇ નથી.
'મારૂં તે તો સાવ સાચું' 'તારૂં તે તો આખું ખોટું;'
એમ કો'યે બીજે ભાણે લાપસી જોઇ નથી.
એક કવિ લખે એની, બીજો આવી ટીકા કરે;
બીજાના ઉત્કર્ષ કાજે, દિલમાં સોઇ નથી.
દુનીઆ વહે છે એમ, દંભના પ્રવાહમાંહી;
કહી ફીટી જાઓ તોય આ દુનીઆ રોઇ નથી.

* * *

પટોળે પડી જે ભાત ફાટે પણ કદી ન ફીટે;
એવી આજ દુનીઆપર ક્રૂરતાની છાપ છે.
જીવનકલહમાં બળવાન જીતી જીવી રહ્યા;
એવી આજ દુનીઆના દુર્બળપર શ્રાપ છે.
ભક્તિવીર, ધર્મવીર, કર્મવીર, સર્વ ઠીક ;
શક્તિવીર એક આજ દુનીઆનો નાથ છે.
આખરે પ્રભુ તો જો કે, છે સર્વે જીવોનો બેલી;
જીવોની દ્રષ્ટિમાં હાર સત્યનીજ સાથ છે.



# સાધુ અને સંસારી



( રાગ માઢ )

**સંસારી** : કેમ અમારાં હૃદય રડે ના ? દીલપર દુઃખના ભાર !
કોપ કરે અમ પામરપર કાં ? ધાર કૃપા કિરતાર :

**સાધુ** : મોહમુગ્ધ મુરખડા માનવ, મનમાં ધર કંઇ સાર ;
માયાપરથી મુક્ત કરી મન મીઠો કર સંસાર :

**સંસારી** : વિધ વિધિ આધિ ઉપાધિ મનમાં,
રાંક ધને વળી રોગી તનમાં,
ત્યાગે સ્નેહી જન જગમાં જીવને,
કોઈ ન લાવે દાઝ—કોપ કરે.

**સાધુ** : દીનતા દોરે રામ ભજનમાં,
રોગ, જરા, જમ મુરખા જનનાં—
ગાળી ગર્વને નમ્ર કરે સૌ
સૃજાયું જગહિત કાજ—માયાપરથી



# મૂર્ખની જુવાની



( વાહરે લાલા, મોહન બંસીવાલા—એ રાહ )

ભાળી ભાળી જુવાની આ મતવાલી,
સુરખડા તારી એ ના થનાર ;
ખાલી ખાલી ક્યાં બાંધે આશા ખ્યાલી ?
ખળ સાથે તે પ્રીત શી ગમાર !

રમાડી ઘડી એ માડી રડાવી થશે રાજી
હૈયામાં હોળી મેલી હાય—
પાછળ પૂરો તું પસ્તાય, તારી આશા ઉલટી જાય ;
તું રડશે, કકળાશે પણ પાછી એ ના મળશે :—ભાળી.

એ અબળા પણ સબળા કાળ-નારી,
તોય મનમાં તું માની બેઠો 'મારી'!
કળબળથી એ છળનારી,
ખળ પાછી ના વળનારી,
શીખ સારી, ઉર ધારી, કંઇ સારૂં જો વિચારી.—ભાળી



# પ્રભુને સંદેશ

રાગ જોનપુરી

( ખુને જીગરકા પીતે હય...એ રાહ )

કળવા તહારી અકળ કળા હું બેઠો ના ઠરી,
જોઈ બધી મેં જગરચના, તૂલનામાં હું જરી :

રહી છાંય, તાપને જોયો,
સુખવશ થઇ દુખમાં રોયો :
અંતે ખાલી ભવ ખોયો,
ગ્રહી સાર સુખે નવ સોયો રે......હું બેઠા—

સાખી

ગર્વ કરતા પામરો છે જુજ જીવનના ધણી,
મોટી હવેલી આશની આકાશમાં બાંધે ઘણી :
સાન ના આવી બીજા કંઇ દાખલા જોતાં જરા,
હાથ ખાલી સાથ લઇ સુતાં સીકંદર સૌ ધરા.

મેં સાર ગ્રહ્યો હવે સારો,
' તું તેજ, તેજ હું તારો;
ભવપાર દાસને તારો,
પ્રિય પ્રભુ ! ઉરે મુજ ધારો રે વિનતિ પ્રીત ધરી—

❈

# શામળીઆને અરજી

કવાલી

( મેરે મૌલા બુલા લો મદીને મુઝે—એ રાહ )

મારી અરજી શામળીઆ ! સાંભળજો તમે ;
વ્હાલા, સેવકની શાખ સંભાળજો તમે :

તું દીનોનો નાથ, ને હું દીન છું જીવાત્મા ;
પરમાત્મથી છૂટો પડયો પામું પરમ આત્મા :
મારી લગનીનો લાગો ચુકાવજો તમે—મારી અરજી

'તારીશ હું' કીધું તમે જય વિજયને એક વાતમાં ;
શત્રુ ભજે તો ત્રણ ભવે ને મિત્રને ભવ સાતમાં !
આ તે કેવો અન્યાય વિચારજો તમે—મારી અરજી

હિરણાક્ષ ને વળી કશ્યપુ બીજે ભવે તેં મારિયા ;
ત્રીજે ભવે તેં કુંભ ને રાવણ ખરેખર તારિયા !
એવા પૃથ્વીના ભાર ઉતારજો તમે—મારી અરજી

હું હિરણાક્ષ નહિ, રાવણ નહિ, તારૂં રટણ કીધા કરૂં;
તોયે ન તું શરણે લીયે, ભવભવ ભજી ભટકી મરૂં :
તોયે આરો ન આવતો વિચારજો તમે—મારી અરજી

લાવી દયા આ દુશ્મનોપર તરત તેને તારતા ;
ભક્તના શા દોષ વ્હાલા ! સાત ભવે સંભારતા ?
માગું શરણ તમારૂં તે આપજો તમે—મારી અરજી

પોકાર પાડીને લખ્યું સૌ શાસ્ત્ર ને પુરાણમાં ;
શરણે લીધા તેં સેવકો જેણે ભજ્યા અંજાણમાં :
તમને રાતદિ રટે તેને તારજો તમે—મારી અરજી

નરસિંહના સ્વામી જગતના તાત મોહનજી તમે ;
હું તો તમારી રજ દયાળુ ! દોડજો વ્હારે તમે :
વ્હાલા ! મુજને વૈકુંઠમાં બોલાવજો તમે—મારી અરજી



# પનિહારીનું દુઃખ !



( રાગ માઢ—ઘુમાલી )

હું પાણી ભરવા જાતી મારા વરજી પાછળ થાય,
મને કારણ ના સમજાય મારી પાછળ કાં એ થાય ?—મારા વરજી

પ્રેમતાનમાં મસ્ત થઇ અલબેલો ઘેલો થાય,
લોકલાજને છાંડે છેલો મને અડતાં ના શરમાય—મારા વરજી

પાછળથી પાલવડો પકડી હેંડ બેસી જાય,
બેશરમો થઇ પાસે બેસાડે મારો લાજે જીવડો જાય—મારા વરજી

હેત કરી હૈયાશા ચાંપે હાથ વીંટાળે હાય !
ગાલ ગુલ સુંઘવાને બ્હાને મારી લાલી લુંટી જાય—મારા વરજી

ઉઠવા મન નહિ થાય, લાજ મારી બેસી રહું તો જાય !
બળ્યું, હસું કે રડું હું તે શું ? એ ન મને સમજાય—મારા વરજી

ખસાય નહિ કે નસાય નહિ બળ્યું નાચે કયમ કહેવાય ?
કોઇ ઉપાય બતાવો મને મારો સ્વામી સુધરી જાય :
પછી મારી પાછળ ના એ થાય—



# આ જુલમ કોને કહેવો ?

રાગ કાફી–દાદરા

મારાં દુઃખડાંઓનો નહિ પાર, મારી વ્હાર કરો કોઇ ;
મારો કંથ કપટ અવતાર, મારી વ્હાર કરો કોઇ.

નેન ચાંદનીમાં મીંચી બતાવે,
મને સમ દઇ ઉપર બોલાવે :
પરાણે બેસાડી પાસે આવે, કહે રમવા મારો હૈયાહાર
આવી એને મનાવો કોઇ !

મને ચોપાટે રમવા ચડાવે,
મને ગજ દઇ રોજ રડાવે :
બોર બોર આંસુડાં પડાવે, મારૂં માને નહિ ભરથાર
ભોળી નાર ઉગારો કોઇ !

નાખે દાણા ચોપાને ચતુર,
આ ભોળીને ભુલાવે જરૂર :
મારી લીલી સોગઠીઓને ક્રૂર થઇ મારે અતિશય માર
એનો ગર્વ ઉતારો કોઇ !

પાછો બાજી કરી ફરી લાવે,
મારી મશ્કરી કરી સતાવે :
કોણ મધરાતે માર્ગ બતાવે ? મારા સ્વામી ઘણા ગજ ખાય
એ ઉપાય બતાવો કોઇ !



# ભીનાં નયનો

**કંકાસ**

મંદાક્રાંતા

જ્યારે આવું રમત કરતો ઘેર હું મધ્યરાતે
પાછો આવું ઉપર ઠપકો 'કેમ સુતી નિરાંતે ?'
ત્યારે એની પતિ ઉપરની પ્રીત આંસુ વહાવે,
વ્હાલીકેરાં સજળ નયનો તે હવે યાદ આવે.

**પરદેશગમન**

પાછો કો દિ' ગૃહ ત્યજી પ્રિયા, એકલો મોજ કરવા
જાતો ગામે, નિરખી કમતે સ્વામીને તોય સ્મરવા,
ઉભી ઉભી ઉંબરપર એ દીલ ભારી દબાવે,
વ્હાલીકેરાં અજબ નયનો તે હવે યાદ આવે.

**એનો શોક**

એની મેના, મીઠી સહચરી પીંજરામાં પુરેલી,
મેં તો જેને 'કચકચ' ખરી ભાર રૂપે ગણેલી :
એ પંખીડે જગત ત્યજતાં રોઇ તે સ્નેહભાવે,
વ્હાલીકેરાં અજબ નયનો તે હવે યાદ આવે.

**મારો શોક**

માતા મારી, મરણઘડીએ જોઇ રોતો હતો હું,
એનાં તે શાં દુઃખ ગણી પ્રિયા રોઇ ચોધાર આંસુ;
મારાથી જે અધિક પ્રીત તે કેમ ના રોવરાવે ?
વ્હાલીકેરાં અજબ નયનો તે હવે યાદ આવે,

**સ્વપ્ન**

જાણે એનું હરણ કરતું હોય સૌભાગ્ય કોઇ,
જાગી ત્યારે રૂદન કરતી સ્વપ્ન એવુંક જોઇ;
ત્યારે એનાં દીન નયન જે શોક ચીંખી કરાવે,
વ્હાલીકેરાં અજબ નયનો તે હવે યાદ આવે.

**દોસ્ત માટે**

ને તે એની, ગરીબ વિધવા દાસીને શ્વાસ લેતી,
આ રે, ફાની જગત ત્યજવા 'માફ' જેની એ ચ્હાતી:
ત્યારે એનું હૃદય રડતું વિશ્વના બંધુભાવે,
વ્હાલાકેરાં અજબ નયનો તે હવે યાદ આવે.

**એના અવસાને**

જોયાં જ્યારે સજળ નયનો કંઇક એવે પ્રસંગે,
ત્યારે ત્યારે અસર દીલમાં કાંઇ થાતી ન મુજને;
જ્યારે તેયે જીવનભરની આત્મજ્યોતિ બુઝાવે,
આંસુહીણા મુજ નયનમાં કેમ રે! આંસુ ના'વે!



# સાચો પ્રેમ

( ભૈરવી-કવાલી )

તને ભલે હો જરી ન પરવા,
જીગરથી હું તો મરી પડું છું :
ફરી કરીને જીગરના ટુકડા,
સ્મરણ કરીને રડી પડું છું.

મને ભલે જો રોતું રહ્યું હો,
ઓછું કરી તું ઓછું ન હસતી :
મધુર કરજે વધુ નજર, જે નજર જ મળતાં મરી પડું છું.

ક્રૂર જગતમાં આવી મહોબત,
કદર વગર કોઇ કરી ન મરશે :
એક ભલે હું ભુલો પડયો પણ તને ભુલું તો રડી પડું છું.

તને હ્રદયમાં જરી દયા હો,
જરીક ધરજે દુઃખીની યાદી ;
જે યાદી બદલે આખું જીવન આ, કરીને કુરબાં પંથે પડું છું.

# અસ્પૃશ્ય સ્વામી !



ગઝલ

**ઋતુકાળ**

જગત્‌માં જેમ મજુરોમાં પવન હડતાલનો પેઠો,
નથી તે તો નવો, સૌ આર્યને ઘરઘર સદા દીઠો :
ઘરેઘર શ્રીમતિ મહિને ઋતુ હડતાલ દાખવતાં,
કહે જઇ બેસતાં આઘે ' ભલા થઇ નાથ ! અડશો મા ' !

**અંત્યજસ્પર્શ**

વળી કો ' દિ ' દુકાનેથી ગૃહે આવી રહું ત્યારે,
કદાચીત ઢેડ ભંગીનો થયો જો સ્પર્શ હો મારે ;
સુણી કોઇ પોળના બાળકથી મારા વાંકની ફરિયાદ,
ઉભી આઘી કહે વ્હાલી, ' ભલા થઇ નાથ ! અડશો માં ' !

**રસોઇ કરતાં**

પ્રભુજીનાં પિતાંબરિયાંસમાં પીળાં સુંવાળાં શાં,
ચઢાવી રેશમી વસ્ત્રો શરીરે શ્રીમતિ ખાસાં ;
રસોડે ચોકમાં બેસી વણે જઇ રોટલી નાની,
કહે વેલણ હલાવીને ' ભલા થઇ નાથ ! અડશો મા ' !

**પૂજાસમય**

પૂજે શ્રી લાલજીબાવા, બજાવી ઘંટડી નાની,
ન્હવાડે, ચોપડે ચંદન, ખવાડે ખાંડની વાની;
સ્હવારે રોજ શ્રીજીની કરે એ પ્રેમથી પૂજા,
મને આવો કરી કહેતી, 'ભલા થઇ નાથ ! અડશો મા !'

### બાજી હારતાં

અમે રાતે બહુ રમતા નિરાંતે સોગઠાંબાજી,
અગાસીમાં મધુરી ચાંદનીકેરા સમો સાધી;
થતી બાજી પુરી ને જો કદી હું ખાઉં ગજ એમાં,
કરે એ મશ્કરી મારી 'ભલા થઇ નાથ! અડશો મા'

### એની ખાનગી મિલ્કત !

ભર્યાં કંઈ ચાંદલા ઝીણા કે કંકુના ડબા નાના,
હશે કંઇ સોય દોરા ને બીજાં કંઇ લુગડાં એનાં;
છતાં એની એ મિલ્કતના પટારાને અડું જો હું,
કહે અટકાવતાં વ્હાલી, 'ભલા થઇ નાથ! અડશો મા'!

### આખરી રીસ !

ને માંગી હોય જો કો દિ' કંઇ વસ્તુ નવી એણે,
ને જો ભૂલ્યો કદાપિ હું બજારે ખરીદીને;
પછી જોવો તમાસો શ્રીમતિની રીસનો એમાં,
કરીને ક્રોધ એ કહેતી, 'નગુણા નાથ! અડશો મા'!

❀

# દેવલાલી

(પ્રભાતની ધૂનમાં)

દર્દ ચિંતા ઉપાધિતણા દુશ્મનો જુલ્મ ગુજારતાં જોઇ જોઇ;
કંઇક રે ! શહેર ને ગામડાં રાંકડાં થાકતાં આંસુથી રોઇ રોઇ.
શાન્ત જીવન ચહાતાં બિચારાં પળ્યાં ઇશના જગતમાં ખોળવાને;
શાન્ત ને હોય રક્ષિત કો સ્થાન તેવે વસી જીવન કલ્લોલવાને.
એ દુઃખી મહા જરીનો તણા સંઘમાં એક એવું હતું ભાગ્યશાળી:
શાન્ત ને ખૂબ રક્ષિત સ્થળ પામતાં આંહી આવી વસ્યું દેવલાલી.
પહાડ રાખી ઉંચા દેહ ફરતાં ઉભા કીધ કિલ્લો રૂડો આજુબાજુ:
વસ્ત્ર લીલાં સજ્યાં, વૃક્ષ, વિભુ તણાં, આ સિપાહની વચ્ચે બીરાજ્યું.
માનવીરાજના યુદ્ધસિપાહીઓ ત્યાં વસેલા વળી ધામ નાખી;
ગામ નિર્ભય થયું નિજ દુશ્મન થકી, રાજ નિર્ભય રહ્યું 'કેંપ' રાખી.
તીર્થ નાશક સમો દેવલાલીએ પાડોશ શોધ્યો વળી પુણ્યશાળી;
પ્રકૃતિમાતખોળે વળી ખેલતું લાડકું બાળ આ દૈવશાળી.
આંહીં નથી એ ઉંચી લહરી સાગરતણી કે નથી ઘોર ઘુઘવાટ એના;
ને નથી કાંઇએ શહેરના માનવી. ને જરાયે નથી દંભ એના.
માનવી ઘેલડાં ને વળી રાંકડાં આંહીના માનવો હૃદય-ભોળા;
સ્હેજમાં નમ્રતા ને ઝૂંક નમ્રતાથી નથી આંહી બોલા અબોલા.
દુઃખ-થાકયા તમે બંધુઓ આવજો હાય હોળી ન એકેય આંહી;
દેવલાલી રહી આજ ઉંચે ઉંચે નોતરે સર્વને, બેન ભાઇ !
શુરતા દેહની કાલીમાથી કદી દેહપર વાંચ્છતા દિવ્ય લાલી;
તો અને તો તમે બંધુઓ આવજો સર્વ ત્યાગી, આંહી દેવલાલી.

❦

# બંગાળ

( બંગલા બાવીસી )

સોરઠા

**ભૂગોલ**

પુરાણજુનો દેશ, પૂર્વ દિશામાં પેખીઓ;
મા કરશો અંદેશ, એની ઓળખ આપતો.
જન્મે જ્યાં એ ભાણુ, પાસ પડોશી કામરૂ;[1]
ગંગા ખોળે પ્રાણ, ખોળો, જડશે બંગલા.[2]
હિમાલયને પાય 'પૂર્વ હિંદનું દ્વાર એ';[3]
મીઠી જ્યાં બે છાંય, શાન્તિનિકેતન રામમઠ.[4]

× × ×

**હવાપાણી**

શિયાળે બહુ ટાઢ, સમી સાંજે સુરજ ડુબે;
દુ:ખે વસમી દાઢ, સીસ્કારે સૌ ધ્રુજતાં.
ઉન્હાળે ઉકળાટ, પાણી પરસેવાભર્યો;
તરસ્યાં કરે તફડાટ, જળભુલ્યાં જ્યાં જળપાણી.
ચોમાસે બંગાળ, વરસે અનરાધાર મેહ;
દીઠા ના દુકાળ, બારે માસ લીલી ભૂમિ.

× × ×

**પ્રજાશરીર**

દુર્બળ આ બંગાળ, જાણે સાંઠા જારના;
પાતળ ને કંગાળ, શરીરતણી અંહી સંપત્તિ.

---

(૧) આસામદેશ. (૨) બંગાળનું બીજું નામ (૩) જુઓ લોર્ડ કર્ઝનની ઉક્તિ. (૪) ટાગોરનું શાન્તિનિકેતન ને પરમહંસ રામકૃષ્ણનો મઠ

કારણ પુછો કોક, વાંક હવા ને પાણીનો:[૫]
અંહીના ઝાઝા લોક, મલેરીયે માર્યા જના.
પણ બીજો છે વાંક, પોષકતત્ત્વ અભાવનો;
ખાસ જુઓ ખોરાક, માછલીઓ ને ભાત જ્યાં !

× × ×

**પ્રજાજીવન**

ગંગા આપે મીન, પાણી પણ ગંગા દીયે:
આરે નીજ જમીન, ભાત જીરાસર[૬] આપતાં.
તેલ તમાકુ પાન, વ્રણ બંધાણો સર્વને;
વેશ્યા અયશ ને ગાન–મોજી આ બંગાળ છે.
શક્તિપૂજક ભાવ શી રીતે સ્ત્રીજાતથી;
આમ કરે વર્તાવ નીતિને નેવે મુકી ?

× × ×

**કેળવણી–સ્વભાવ**

ઝાઝે ઘેર જમીન, ગોથરામાં ચીંટયાં રતન;
લાખ હશે પણ દીન, ત્રીશની નોકરીઓ કરે !
વિદ્યામાં ધનવાન, ઘરઘર ગ્રેજ્યુએટ છે,
બુદ્ધિમાં બળવાન, રાય બોઝ ટાગોર જ્યાં;
હૃદય કરે જ્યાં રાજ જીવન જ્યાં છે ભાવના.[૭]
દિલડે એવી દાઝ, જ્યાં દોરો ત્યાં જઇ ચડે.

× × ×

(૫) Malarial climate an established fact.

(૬) એમ કહેવાય છે, કે ગંગાને કિનારે જે ચોખા થતા, તે 'જીરા' જેવા થતા અને આખા હિંદમાં વખણાતા; ત્યારથી તેનું નામ 'જીરાસર' પડ્યું. હાલ તો એ ગંગાને કિનારે 'જ્યુટ મીલ્સ' ઉભી થતી જાય છે !

(૭) Emotional Nation.

**સૌંદર્યના દેશ**

અંગે ધોળાં ચીર, ઘટતાં આભુષણ ભર્યાં;
અંહીનાં નારી-શરીર, પગપાની મેંદીભરી.
સ્ત્રી-સુંદરતા સાથ, સૃષ્ટિ પણ સુંદર બધી;
ભાષા સંસ્કૃત હાથ, સુંદર એ પણ બોલવે:
સુંદર ચંદ્રે ડાઘ, બાલવિધવા, ઘુમટો;
વેશ્યા સાથે બાગ, બગીચે 'ગૃહસ્થો' મ્હાલતા !

× × ×

**સામાન્ય કુટેવો**

આળસંકરા સંગ, પઇપઇના કંજુસ કંઇ:
એદી મેલાં અંગ, ગંધાતાં ઘરઆંગણાં.
'ઘુસ'[૮] થકી ખુશ થાય, આંચ નહિ કંઇ આપશે;
રામો હો કે રાય, રૂપીએ રસ્તો માપશે.
રામ જાણે ક્યાં એ જાય સુનાની દાણીઓ;
આખર એના એ, ધનિક, કડક બંગાળીઓ !

(૮) લાંચ



# રેલઆઇ !

રાગ ભૈરવી.

( પશુમાં પડી એક તકરાર—એ રાહ )

દેશમાં આવી રેલ અપાર :
'એમાં લાભ ઘણો છે તમને' સમજાવે સરકાર—દેશમાં.
'ઇસ્ટ ઇન્ડીઆ,' 'જી. આઇ. પી.,' વળી 'બી બી.એન્ડ સી. આઇ.:'
'એન. ડબલ્યુ.,' 'બી. એન,' 'એમ. એસ. એમ.,' બધે રેલ પથરાઇ.
—દેશમાં
'ઓ. એન્ડ આર.' ને 'ઇસ્ટ બંગાલા' બ્રોડ ગેજની જાત;
'નિઝમા,' 'આર. એમ.,' 'ગુજરાત' મીટર ગેજ, કુલ એકસો સાત.
—દેશમાં
એ રેલોમાં બાપુની ગાડી ખરો નમુનો એક;
જેણે જોઇ, ન જોઇ તે સૌ જાણો મુએલા છેક.—દેશમાં

× × ×

ટીકીટબારીએ ઝાઝી ગડદી, ધકામુકી નહિ પાર;
'ચોરોથી સાવધ રહેશો' તોય કમી થશે કંઇ ભાર.—દેશમાં
'પુલ ઉપર થઇને વળી જાતું' પાટાપર તો દંડ;
રેલહુકમ અહીંથી શરૂ થાતા હોય નહિ ત્યાં બંડ.—દેશમાં
ધૂળભરેલા કે ભીના પત્થરકંકરા પ્લાટફોર્મ;
કલાકભર તપ કરતા બેસો એ તો બ્હાર જવાનું નેમ !—દેશમાં
ટાઢ હોય તો ટુંટીયાં વાળો, મેહ મંહી મુંઝાઓ:
ઉજાગરા તો ખાઓ બગાસાં તાપે ભલે સપડાઓ—દેશમાં
હાથ પડે ને ઘંટા વાગે, સાવધ કરતા બેલ;
ધમધમની ધુમાડા કરતી આવી પહોંચે રેલ—દેશમાં

× × ×

'આ ત્રીજો ને આ છે ડેડો* વર્ગ કર્યા કંઇ ચાર;
પહેલો બીજો ખોટ ખમાવે લાકડાં સરકાર—દેશમાં
'ઢેડા માટે' 'બૈરાં માટે' ખાનાં બનાવ્યાં ખાસ;
બાકી રહ્યું તે 'ગોરાં માટે' બીજા સૌને ત્રાસ—દેશમાં
'આ ખાનામાં દશ જણ બેસે સોલ્જર હોય તો ચાર;'
પણ સુતેલા સાત જ દીઠા, આઠ કરે તકરાર—દેશમાં
'ચાલતી ગાડીએ નહિ ચઢવું,' 'જોવું ન બારી બ્હાર;'
પણ ચઢતાં ગાડી ઉપડે એમાં રેલ ન જવાબદાર !—દેશમાં
'સંકટ સમયે સાંકળ ખેંચો' ઉભી રહે ધનભાગ્ય;
સંકટ જુનું રહ્યું; કોર્ટમાં ખેંચાશે કમભાગ્ય—દેશમાં
'નહિ થુંકવું ગાડીમાં' પણ કોરી રેલ જ કોણ ?
લખ્યા કાયદા લખવા માટે ઓછું નાખી મોણ !—દેશમાં

× × ×

બ્હારગામ તો જાણે ચૌટાં ઘડીઘડી સૌ જાય;
ચ્હા પીવા, કોઇ ચંપલ લેવા, કોઈ હવા જઇ ખાય—દેશમાં
ચાર રાતમાં સો તીરથનાં પુણ્ય પામવાં રહેલ;
બે દિ'નાં હો વિયોગી વહુવર, રેલ કરાવે મેળ—દેશમાં
ધાન્ય દેશનું પરદેશે, ભલે ભુખે મુકી દસડાય;
પૈડાં જોઇ પગ ભાગે ને અંગ જ ભારે થાય—દેશમાં
આ રોગે તો અમેરિકાની હમણાં ખોલી આંખ;
ત્યારે રેલ નવી અહીં ખોલે કોઇ ન કહે 'હવે રાખ'—દેશમાં

* Inter.

# મુમતાઝકા કિસ્સા*

(કવાલી)

મદસે ભરીથી જીસકી, નાજુક નયનોકી નિગાહ;
જોબનાં ભરાં જીસકે બદન, જામે સાકીકી તરાહ.

જીસકી નાઝો અદાસે, જખ્મ કાતિલ પા કર;
શાર ઝુકાતીથી આલમ, જીસ ખુબસુરતકી પનાહ.

* * *

એક પરીચ્હેર એસી, પૈદા પંજાબમેં હુઇ;
અમૃતસરમેં થી મુમતાઝ, જો રહી મુજરાકી રાહ.

એકહી નજરમેં હુવા, એક પાગલ મુસાફર:
સારીયે જહાં જીસકો, કહેતી હૈ "જહાંપનાહ."

તખ્તે ઈંદોરકે માલીક, ઇશ્કે મુમતાઝમેં લગે;
મહારાજા તુકોજી હોલ્કર, કયેદી બન ગયે બેગુનાહ.

કરદીયા તન અપના, પ્યારીકે પેરપર નિસાર;
લાકે ઈંદોર તહેનાત ઉઠાઇ ગુલામકી તરાહ.

ઉસકે હાથોમેં રખ દી, અપની સારી રીયાસત;
જીગરભી દે દીયા ઓર, ઇશ્કમેં ગયા હો ફનાહ.

* * *

બોલી એકથી મુમતાઝ, જીસકે લીયે કુરબાં:
તાજ અપના કર, મર ગયા બાદશાહ શાહજહાં.

---

* મુમતાઝના આખા મામલાનું ટુંકમાં બયાન કરતું કાવ્ય

મગર હૈ વો બાત દુસરી, ઇશ્ક બી થા દુસરા;
મકબરા તાઝમહલકા, હૈ રહા, ઉનકી ગવાહ.

* * *

આખિરમેં વો થી ઔરત, ન કીસકી હુઇ ન હોગી;
રાજા બી ન હૈ કીસકા, આખીર વો બી થા રાજા.

ઇશ્કકી આંતોંસે બડીયાં, થક ગઇ પીંજરકી ચાડીયાં;
રાજમેંસે ઉડ જાનેકા, દેખને લગી મૌકા.

નહિ હૈ રહીમ બેરહમ, અર્જ મંજુર કર દીઇ;
બાગકા વો બુલબુલ, આખિર કયેદસે આઝાદ હુવા.

બાવલા અબ્દુલ કાદરને, દિયા કુછ આશરા;
ગોદમેં આશકકી અપને, માશુક હુઇ બેપરવા.

નજરકે સામને સમદર, બોફકા અવાજ કરતા;
આસમાંસે બાતે કરતી, બંબઇ કી આરામગાહ.

જીસમે એ દોનો જીગર, એકએકસે આકર નજીક;
જાનસે જાનાં લગા કર, ચખતે થે જીંદગીકી મજાહ.

કુછ નહિ રહીથી જુદાઇ, દેર થોડે હી દીનકી;
બાદ જીસકે ઉન દોનોંકા, હોને વાલા થા નિકાહ.

* * *

હવામેં કિલ્લા મગર ક્યાકયા બનાતે હૈ બશર;
ચાર દિનકી જીંદગીકા ખ્યાલ કીસકો ના રહા.

કોયલકે ઉડનેસે હુવા, બેદીલ જો શાહે ઇંદોર;
લોક કહતે હૈં કી ઉસને, કીસકી ના માની સલાહ.

કુછ નહિ કહ શકતે હૈ હમ, ક્યા હુવા, કિસ્સે હુવા;
ઇતના હૈ માલુમ મુલકમેં, જો હુવા સો ગજબ હુવા.

સહેલગાહ પરસે લોટે, બંબઇમેં એક રાતકો;
મોટરમેં બેઠે હુવે ઇન, પ્રેમીપે હલ્લા હુવા.

સાત થે હથિયાર વાલે, વો લુંટારે ઉસ વખ્ત;
ખુનકે પ્યાસે વે સબમેં, ઇંદોરકા અફસર ભી થા.

દોસ્ત ડ્રાઇવર જખ્મી કર, અબ્દુલપર કીની નજર;
જાનસે મારા ઉનકો; ખુનકા સમદર બહા.

અબતક થડકતી જો રહી, ઓરત બીચારી મુમતાઝ;
ઉસ્કેપર અબ ઇન શિકારી કુત્તે દોડે—યા અલ્લાહ !

સચ અલ્લાહ ભી થક ગયા હોગા ગઝબ યે દેખકર;
ઇસ બરાબર મોકે પર વહાં આ ગયે ગોરે સિપાહ.

અપના જાનો પર ઉઠા કર ઇમ જવાંમર્દો જોખમ;
જખ્મી ઓરતકો બચાકે, ખુનીઓકો કિયા તોબાહ.

લેફ્ટેનંટ સીગાર્ટસે આહમદ શફી નહિ છુટને સકા;
આખરી વો મામલા. બંબઇકી અદાલતમેં નિકલા.

શફીને દીઇ ગવાહી, સબ ખુની ઇંદોરસે;
પુલિસસે પકડા ગયે, સાબુત હુવા સબકા ગુનાહ.

સફી, ડીવે, પોંડ, યે તીનકો કોર્ટસે ફાંસી મિલા;
ચાર સારી જીંદગી તક, જેલમેં ભેજા ગયા.

* * *

તીન મહિના બાદ વો, મુમતાઝ હોસ્પીટાલસે;
બ્હાર આકર આંસુઓસે, ઇદોરપર લ્યાનત દીયા.

દીલકા ટુકડા સાથ લે, બંબઇકો આખીર સલામ દી:
પહોંચ ગઇ પંજાબ અબ્દુલ રહમાનસે કિયા નિકાહ.

ગઝબનાક વો ખુનકી, તલ્લાસમેં કુછ બાકી થા;
વાઇસરાય રેડીંગકી બી, હો ગઇ આખિર નિગાહ.

ઉસ્ને દી એક રાય ઓર, ઇંદોરપર નીકલા હુકુમ:
આખરી અંજામમેં, ગાદી તુકાજીકા ગયા.

* * *

દીલકો કુછ આરામ પાને, એકકે પીછે દુસરા;
અબ યે દોનો બન રહે હૈ, ગુરપકી કોઇ જગહ.

શુક્ર અલ્લાકા ! મિલે ના, યે પુરાને દોસ્ત કહીં:
કંહી અગર મિલજાય તો, મુમતાઝકા ટોના હોગા.

'અય બેતાઝ મુમકીન યે તેરી મુમતાઝ હાં ખડીહે;
તેરી રીયાસત યા મેરી લ્યાનતમેં, કહદે કોન બડી હે?'



# લોહાણા જ્ઞાતિનું જાતીય ગીત*

રાગ ભૈરવ—તાલ દાદરો.

( જાગ મુજ વ્હાલા બાળ......એ રાહ. )

સૂર્યનાં સંતાન અમે, રઘુવંશી લોહાણા:
શૂર સિંહ સમાન અમે, રઘુવંશી લોહાણા:
આદિ પુરુષ રામસુત, લવના લોહારાણા... સૂર્યનાં
જનની અને જન્મભૂમિ, સ્વર્ગથીયે ગરિયસી
સરસ્વતીને તીર એવી, માતૃભૂમિ જઇ વસી... સૂર્યનાં
આર્ય ક્ષત્રીય રોમ રોમ, હાક બોલે બોમ બોમ
અંગ અંગ અમારે વહે પંચનદના જલ જેમ... સૂર્યનાં
પ્રજે જેને દરિયાલાલ, પંજાબની સમર્થ પ્રજા
કમલપત્ર બદલ શીશકમલ દઇ કરે પૂજા... સૂર્યનાં
તન, મન, ધન, રાજકાજ, વેશ, વતન, જીવન, લાજ
પ્રેમ, પ્રાણ સર્વ દીધાં, લીધાં ભેખ વટ કાજ... સૂર્યનાં
પિતા એક, પ્રભુ એક, રઘુવીરનાં વચન એક
વીર વટ વ્રતધારીઓના, અચલ અડગ એક ટેક... સૂર્યનાં
જે લોહજીવન જીવી જાણ્યા, મર્દ મોત મરી માણ્યા
નામ રખંતા ઠાકરા, એવા એક અમે લોહાણા. સૂર્યનાં



* નોંધ:—આ ગીતનો એ જ્ઞાતિમાં પ્રચાર થતો જાય છે. અત્યાર સુધીમાં આશરે ૨૫૦૦૦ નકલોની સેવાભાવી બંધુઓએ લ્હાણી કરી છે. એ ગીતની જરૂરીઆત વિષે વ્યાખ્યાનો અપાયાં છે. હજારો ઘેર એ ગીત ફ્રેમમાં મઢાવીને રાખવામાં આવ્યું છે.—કર્તા.

# કોઇ લુહાણો છે સુખી ?

આખા જગતભરમાં અમારી કોમ છે પથરાયલી
મરજી પડે ત્યાં જઇ જુઓ, કોઇ લુહાણો છે સુખી ?

એ બીચારાનાં તમે કપડાં કદી જોના નહિ
અંદર તપાસીને કહો કોઇ લુહાણો છે સુખી ?

ગાડી નહિ, વાડી નહિ, ઘરમાં પડી પેટી નહિ
પેટે ગરીબ વિચારજો કોઇ લુહાણો છે સુખી ?

દેખાવમાં સોનાસમી સુંદર ભલે હો આ છતાં
દીલ તપાસીને કહો, કોઇ લુહાણો છે સુખી ?

ખેલતાં ઘર આંગણે બાળક થકી બાંધો ન મત
અંદર જઇને પૂછજો કોઇ લુહાણો છે સુખી ?

પંચ ભેગું હોય શું કોઇ કમનસીબના કારણે
કદી કે મહાજનને પૂછો કોઇ લુહાણો છે સુખી ?

નાતનાં ભોજન મહીં હસતાં ફિક્રાં લાડવા
પેટમાં પેસી જુઓ કોઇ લુહાણો છે સુખી ?

એ લુહાણાની પરિષદ ખુબ ધાંધલથી ભરી
એકએકને પકડી પૂછો કોઇ લુહાણો છે સુખી ?

ના જ સૌ કહેશે ! ખરેખર, કોઇપણ સુખી નથી;
કારણ, લુહાણાના દુઃખે કો લુહાણો દુઃખી નથી.

⚜

# પારકું પડાવાને

લુહાણો, છોકરી મોટી છતાં, માગાં સ્વીકારે નહિ
સ્વીકારે વૃદ્ધ વર, માનો પળ્યો પૈસો પડાવાને !
ગધેડા જેવડા મોટા થયા માબાપ ઉમરમાં
લગન લે ઢીંગલીનાં તો લગન લ્હાવા પડાવાને !

ગમે તે લાકડાં સાથે બઝાવે માંકડું ભૂદેવ,
કરે યજમાનનું ઉંધું જરૂર સીધું પડાવાને !
લુહાણાએ થઇ ભેળા કર્યા ભોજનતણા ધારા
બીજાના છોકરા સાધુ કર્યા લાડુ પડાવાને !

વળી જે પિતૃઓ પાછળ ઉડાવે લાડવા-લ્હાણું
પ્રભુની પાસ પરવાનો મરગનો, તે પડાવાને !
ન જાણે એકડો લખતાં ધનિક ઉંચે ચઢી બેઠા
ભર્યાં લાખો, નથી દેવા, ભર્યા તાળી પડાવાને !

લખે લેખક, ભસે ભાષણ ખરેખર એ બધા દંભી
બધી આ ધાંધલો તો નામનો સિક્કો પડાવાને !
કરીને બાદ અપવાદો બીજાની શીકલો જોતાં
સલાહ આપું, એ સૌને મોકલો ફોટો પડાવાને !

## લાજ કાઢો, બહેન !

( રાગ માઢ-તાલ ચલતી )

બ્હેન ! તમે શરમાશો નહિ, પેલી રહેવા દેજો લાજ ;
કહું વારતા, કેમ પડયો, વળી પળાય કેમ રિવાજ !
આજ રાજ અંગ્રેજ પ્રજાનું,
તેમ આપણું રાજ મઝાનું-
હતું હજારેક વર્ષ પૂરવે, કોઇ આર્ય ન જાણે લાજ.
કહું.

મુસલમાનોએ રાજ્યો લીધાં,
બદલામાં આ રિવાજ દીધા;
અસલ તેમની પડદા સીસ્ટમ, બની ગઇ ફેશન રાજ !
કહું.

મુસલમાનની લાજ નિશાની,
કાઢે તે વળી હિન્દુ શાની ?
સીતા દુહિતા કરની મારી, યવન બની ગઇ આજ.
કહું.

કોઈ લાજે ડરથી સંતાવા,
કોઇ લાજે કદરૂપ છુપાવા ;
વળી વડેલી ઘણું લાજતી, સાચી સતિ જુજવાજ.
કહું.

એક હાથનો લાંબો ઘુંઘટ,
નહિ ઢાંકે એ ગયેલી ઓવટ ;
નળિયું ખખડયું સુણી સ્ત્રીઓ, કાં મોઢું છુપાવે આજ ?
કહું.

તમે બ્હેન, છો વીર લુહાણી,
લાજ નથી વીરતાની નિશાની ;
ક્ષત્રાણી નહિ ડરે કોઇથી, ફરે શરી થઇ ગૃહ શિરતાજ :
સુણી ભાઈનું શીખશો નહિ (તો) વીરપસલી દઇએ શું કાજ ?
કહું.

❦

# — લોહાણા વીરોની વાતો —

## જગત શું કહે છે

આનો બીજો ભાગ  **તે વાંચો:—**  **પ્રેસમાં છપાય છે.**

**સાહિત્ય:** ( જુલાઇ ૧૯૨૮ )

" × × આ વાર્તાઓ ઘણી સારી છે. × × પરાક્રમની વાર્તાઓ"

**શારદા:** ( જુલાઇ ૧૯૨૮ )

" આ વાતો લખીને રા. જદુરાયે લોહાણા જ્ઞાતિની કીંમતી સેવા કરી છે. "

**લોહાણા હિતેચ્છુ:** ( ૫-૭-૨૮ )

" સહર્ષ વધાવીએ છીએ × × એનું મનન થાય, રોજ લોહાણા કુટુંબોમાં વંચાય, ઠામઠામ વીર વીરાંગનાની ભાવના જાગ્રત થાય: ભાવના જરૂર જગાવશે. "

**સૌરાષ્ટ્ર:** " લોહાણામાં વીરરસ રેડવાની નેમ સારી રીતે મૂર્તસ્વરૂપ પામે છે. ×× **લોહાણા ઉપરાંત અન્ય વાંચકોને પણ ઉપયોગી માહિતી મળશે** "

**કચ્છ સુદર્શન:**

" ભાઇ ખંધડીઆ જેટલી કુશળતાથી હાસ્યરસ ખીલવી શકે છે તેટલી જ કુશળતાથી વીરરસ પણ વિકસાવી શકે છે × × પુસ્તક રોચક અને ઉપયોગી હોઈ ઘેર ઘેર સંગ્રહી રાખવા યોગ્ય છે "

**સૌરાષ્ટ્રમિત્ર:**

" × × × રસમય અને સુંદર × × × "

**એક પરકોમના બંધુ:** " જદુરાય એટલે લોહાણા ડાકટર મુંજે. "

# ગૃહિણી



( રાગ, ભીમપલાસ—તાલ ત્રિતાલ )

( બાલ ગાંધર્વના 'સ્વકુલ તારક સુતા'-એ ગીતનો રાહ )

જે ઘર હોય વનિતા પતિવ્રતા,
એ ગૃહજીવનમાં રસકવિતા—જે ઘર

દેવ રમે માનવમંદિર જ્યાં,
કુલીન વહુ, ને કુલીન દુહિતા—જે ઘર

પૃથ્વીપરનાં સ્વર્ગ ગણો, જ્યાં
સુંદરીઓ છે સાધુચરિતા :
તે ઘર પુણ્યસરિતા—જે ઘર



# સન્નારીધર્મ

( શું કહું કથની મારી–એ રાહ )

સજની ! સમજ શીખ સારી, આજ—સજની !
તારો માનવભવ લે સુધારી, આજ—સજની !

પતિવ્રત સજની, સજને શરીરે પતિને પ્રભુસમ જાણી :
એક રાગ કર એક પતિથી, તન્મય થા મન શાણી—
એ જ ધર્મ તુજ, એ જ શાસ્ત્ર છે, એ જ દેવમંદિરો :
એ જ ભક્તિ દેનાર મુક્તિ, આ તોડી મોહજંજીરો—
આજ

કવિઓ કહે જે કાવ્યગ્રંથમાં, એક શબ્દે સમજાવું ;
એક પતિ મન વચન કર્મથી, ભજતી સતિગુણ ગાઉં—
આજ

# સ્વરાજ્યમાર્ગ

(ગરબી)

રે...સખી, શાણી સાહેલી સૌ,
દેશનાં સુગીત આજ ગાઓ :
ગીત આજ ગાઓ બ્હેની, મીઠડાં મંગાવો ;
હૃદયથી સ્વરાજ્ય સ્વરો, ગીતડે પુરાવો......રે.

**સાખી**

જીવન, બ્હેનો ! શોભતું, સ્વતંત્રતા જો હોય ;
દેશ ગુલામીમાં રહે શાં સુખ પામે કોય ?

ચાલોને બેની, છોડો કુટેવો, જોડો સ્વરાજ્યે ચિત્ત ધરી પ્રીતને ;
સાચું સ્વરાજ્ય છે સત્યે વસેલું, ગાંઠે છે જેનું વીત્ત સ્વદેશોની રીતથી ;
સાદી તમારી ખાદી વસાવો, દેશ હસાવો..........રે.

શાણી સખી, માનો નકી,
દેશ સ્વતંત્ર આભુષણ ઓપે ;
હોય સ્વરાજ્ય તો સૌ કંઇ શોભે ;
દેશોદ્ધારનો આધાર, અહિંસા અસહકાર
ગાઓ ગવડાવો......રે સખી.

# બાલસ્વાગત

( રાગ–ભીમપલાસી, તાલ–ચલતી )

બાલસભા અમ ઉજ્જવળ કરવા,
આંગણે આવ્યા મનમાન્યા મોંઘા મેમાન !

બાળક થઇ પાળકનાં કરશે,
સાકરીઆં શાં શાં સન્માન ! શાં સન્માન ?

ફુલ નહિ, ફુલપાન ધરીશું ;
શબ્દથકી સન્માન કરીશું ;

કાલી ઘેલી બોલી કંઇ કંઇ ઉચરી શું......બાલસભા
વિદુરના ભાજી ! કીંમત શી ? પણ રૂદીયે ત્યાં ભાવ ભર્યા,
હાં ભાવ ભર્યા

કૃષ્ણ સમા તે સ્વીકારતા, તો સ્વીકારશો અમ અંતર ખોલ્યાં,
ભાવતણાં નાનાં સન્માન ! આ સન્માન......બાલસભા.



# મેળાવડાની મઝા



( રાગ–ભીમ પલાસી, તાલ દાદરો )

આવો આવો બાલ સર્વ આજ છે રજા;
ને વળી મેળાવડાની કેવી મઝા ?

આઓ ગજાઓ આજ માંડવા સજ્યા;
બાલ કરે ખેલ એમાં કંઈ નથી લજ્જા.

વેશ એવા વિધવિધ ભજાવીને રમાય જો;
એક થાય રાજા બીજો વજીર થાય જો :
બાળકને મારનારને કરે સજા— આવો૦

નાચ કુદ ખેલ વળી સંગીત રેલાય જો;
વાદ ને સંવાદ સાથ પ્રાર્થના બોલાય જો :
આનન્દો એમ, ને ફરકાવો જયધ્વજા— આવો૦



# વાર્ષિકોત્સવ

( રાગ-ભીમપલાસી, તાલ-ચલતી )

શોભા શી મનહરણી લાગે, આ અવસરની આજ;
મોટાને મળવાનો આ, બાળકને એક રિવાજ— શોભા૦

મંગળથંભ દશેદિશ રોપી, ગુંથ્યાં આંબાપાન;
ચંદરવા શોભિત શિરપર આકાશતણાં એંધાણ— શોભા૦

ફુલહાર ને ગજરા કલગી, બેલ, પાન ને ગાન;
એમ બધેબધ ધર્યાં અમે, બસ માન, માન ને માન— શોભા૦

એક વર્ષમાં એકવાર અમે, 'રામ રામ' આમ કરીએ;
આપ પ્રતાપ થકી જે શીખતાં, તે તમ ચરણે ધરીએ— શોભા૦



# નામું નિરુદ્ધ પ્રેમ !

( એક પ્રતિકાવ્ય )

પીલુ કવાલી

એ છે છતાં મારી છબી સામું નથી જોતી ;
નામું લખી થાક્યો રડું, આંસુ નથી લ્હોતી ! —૧

સંસારસમ ખડીઓ મહીં કાળી ભરી શાહી ;
ખડીઓ એ ભરવા પ્રેમથી, શાને નથી ધોતી ? —૨

દેખાવમાં ઓછો નથી હું, બહુ ભણેલો છું ;
ચાહું છતાં મારા વગર રે ! એ નથી રોતી ! —૩

પૈસા નથી, પ્રેમી નથી, ને છે તો બીજાના ;
પોલાદને પાગે કરમમાં બેઠી પનોતી —૪

કોઇ સુબુદ્ધિ આપજો. એ બેકદર સ્ત્રીને ;
કહેજો : "બીજું મળશે નહિ, મારા સમું મોતી ! —૫

આ વિશ્વના વેપારીઓ, માંહી બધે ઢુંઢી વળો ;
મારા સમો મ્હેતો નથી, (જેના) છે અક્ષરો મોતી !" —૬



# ઘરઘાટી

( રામ બાણ વાગ્યાં હોય તે જાણે—એ રાહ )

મુંબઇ ગામમાં ઘાટી રાખે તેમ રહેવું;
ઘરનું કામ બીજા કોને જઇને કહેવું...મુંબઇ૦

ઉજળી બ્હેને રાખ્યો ને વીજળી બ્હેને રાખ્યો,
રાખ્યો વળી રમાબ્હેને રામો;
સારો જોઇને પોરીઓ રાખો પ્રીતમજી,
મારે વધી પડયાં ઘરનાં કામો...મુંબઇ૦

એંઠવાડ કાઢે કચરાએ વાળે,
હાંડે હાંડે ભરે નળનાં પાણી;
ઘરની પથારીઓ પાથરે ઉપાડે,
બોલતાં આવડે મરાઠી એની વાણી...મુંબઇ૦

ખડે પગે કરે ઘરનાં કામ ઘાટીડો,
વળી જોઇતું કરતું લઇ આવે;
સાવરણીની સાવરણી ને દાઢીની દાઢી,
એ તો બધી રીતે કામમાં આવે...મુંબઇ૦

આખો મહિનો ભરે ત્યારે પાંચ રૂપરડી,
વધ્યુઘટયું એ તો મહેરબાની:
માગે રજા નહિ, ખાડો ન પાડે, એના
કેલેન્ડરમાં લાલ નહિ નિશાની...મુંબઇ૦

વરસે દહાડે માંડ ગુડી પડવો, ને
ગણપતિ ચોથ એ પાળે;
શેઠાણીની રજા લઇ "દેશમધિ જાતો",
એમાં શેઠીઆ હૈયા શાનાં બાળે ?...મુંબઇ૦

રાતનાં વાસણ ભલે ઉટકે સવારે,
ખાલી પાણીનો રહે ગોળો,
કપડાંના ધોણ કદી બગડે, પ્રીતમજી !
એમાં એના અપરાધ ન ખોળો...મુંબઇ

મોડા તમે જમ્યા, નળ સૌ સુકાયા,
સાબુ તમારા એવા હલકા;
ઘાટી બીચારો કોને જઇ કહે,
આપણાં ભાગ્યનાં સૌ વલખાં...મુંબઇ૦

મારૂં માનો તો ઘાટીને ન વઢશો,
એ લોક હડતાલ પાડી બેસે;
પાડોશણ ટાંપી બેઠી રાખવા એને,
મોટી આંખ કાઢી ગારી સામું જોશે...મુંબઇ૦

કાઢી મુકશો તો બીજો ક્યાંથી મેળવશો,
મુંબઇ ગામમાં ઘાટીના ટોટા;
તમે જાણો મુજથી ઘરકામ થશે નહિ,
મારાં અંગ પડી ગયાં ખોટાં...મુંબઇ૦

❦

# અંજીનવેગી જીવન !

( રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે—એ રાહ )

ઉભા, કરી કાન સુણો સૌ બ્હેની રે ;
કથા મારા અંજીનવેગી જીવનની રે :

મારે જીવવું થોડું, કરવું ઝાઝું રે,
નાની વયમાં બોડું માથે લાજું રે ;
લાગી ચોટ રિવાજ પવનની —કથા.

સખી ! **જાન્યુઆરીમાં** હું જન્મી રે,
**ફેબ્રુઆરી**માં કુદડીએ રમતી રે ;
સખી ! **માર્ચ**માં થઇ મા વિનાની —કથા

સખી ! **એપ્રીલ**માં બાપાજી પરણ્યા રે,
નવી માએ '**મે**'માં મૂકી ભણવા રે ;
સખી ! **જુન**માં જુવાન ગણાણી —કથા

સખી ! **જુલાઇ**માં હું તો પરણી રે,
આવી **ઑગષ્ટ** મહિનામાં અધરણી રે :
**સપ્ટેમ્બર**માં થઇ માતા બે ત્રણની —કથા

**ઓક્ટોબર**માં ઇન્ફ્લ્યૂએંઝા આવ્યો રે,
ઘરડો નાથ **નવેમ્બર**માં સિધાવ્યો રે.
**ડિસેમ્બર**થી વિધવા હું છું દુઃખણી —કથા

# ગૃહકલેશ

( રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે, એ રાહ )

સખી ! મારે રોજ ઉઠીને બળાપા રે,
ખીજે ખોટા ખુશમનીયાના બાપા—સખી.

મારે ને એને બારમો ચંદ્રમા રે,
સાચી પ્રીતે પરણ્યા ગુરૂ પંદરમા રે
ડાચ દીવડે, ન કંકુના થાપા—સખી.

**સોમવારે** હતી ઘરમાં શાન્તિ રે,
અમે પ્રેમથી ચાહ પીધી હતી રે
ત્યાં તો આવ્યાં ગેરાં એક બે છાપાં—સખી.

સોનીડાની હતી એમાં જાહેર ખબર,
સ્ત્રીના દાંતે સોનાની રેખ બાંધે સુંદર
મારા દાંત મનમાં બહુ મહાલ્યા—સખી.

**મંગળવારે** મને એની હોંસ થઈ,
'કદરૂપ થશે' એમ ધીમે કહી
મારા વરજી મના કરી આવ્યા—સખી.

**બુધવારે** મને જરા ખેદ થયો,
'તમે ના કેમ પાડો ?' મેં પ્રશ્ન કર્યો
એણે ધમકીથી વાત પતાવી—સખી.

**ગુરૂવારે** સ્વમાન મારે હૈયે વસ્યું,
સામે ઉભા રાખી મેં જરા જોર કર્યું
એણે ઘર છોડયું મોઢું ચઢાવી—સખી.

અમે બન્ને રીસાયાં **શુક્રવારે**,
નહિ રાંધ્યું, મુંગા રહ્યા બાધેભારે
જાણે તુટયા વરવહુના સંબંધ—સખી.

**શનિવારે** મેં જુદ્ધ જાહેર કર્યું:
'કાં તો આપો રજા, કાં તો પીયર જવું'
એણે બારણાં બતાવ્યાં જે બંધ !—સખી.

**રવિવારે** લુગડાં પહેરી સજ્જ થઇ,
એના દેખતાં છણકા કરી ચાલી ગઇ
મારે દાંત બંધાવી મેં રેખ—સખી.

**બીજા સોમવારે** કાચમાં જોતી હતી,
મારાં મોતીડાં બગડયાં જોઇ રોતી હતી
લાગી હૈયે હમથાળે લોઢાની મેખ—સખી.

એ તો હસતા હતા પાછળ ઉભા રહી,
'મારી ભૂલ હતી; ઘણી સુંદર' કહી
આવે રોવું કોને કહું વાત ?
સખી ! મારા એણે બગાડયા દાંત—સખી.

# શ્રી પ્રેમ ખાતે ઉધાર !

( રાગ કાફી—જો મરણ છે જીંદગીની...એ રાહ )

પહેલું લગન આ જીંદગીની, છે અરે છેલ્લી મઝા (૨)
પણ એ દિવસ, માગી છતાં, આ શેઠ ના આપે રજા
હું શું કરૂં એને સજા ?

' જાઓ પરણવા જો તમે અહીં કોણ નામું રાખશે ?
' મહેતા થયા શા કામના જે હરઘડી પરણવા જશે ?
' જાઓ તમારૂં કામ સંભાળો અને નામું કરો,
' આ સંવત ચોર્યાસી તણી બધી ખતવણી આદરો '
હું શું કરૂં એને સજા ? '

એ લગ્ન લીધેલા ' શ્રી માંડી વાળિયા ' ખાતે લખ્યા,
આ નોકરી વિના બીજા ધંધા નથી કર્મે લખ્યા ;
શ્રી પ્રેમ ખાતે આ ઉધાર્યું ખર્ચને પહેલું લગન,
મેના ઘણી રહેશે મળી જો જીવતો હું છું મગન :
સાંભળો મહેતાજીઓ ! ભુંડી બધી છે ભારજા
છે ચોપડે મીઠી મઝા !



# કુંવારાનું ભાષણ !

( કવાલી )

'ભાઇઓ અને બ્હેનો, 'જને પૈસે કુંવારો કેમ હું'
'એ વિષયપર હું આ સભામાંહી શરૂ ભાષણ કરૂં :
'દિલગીર છું કે એક પણ બ્હેની ન આવી આજ અંહી,
'કમભાગ્ય કે આવા વિષયમાં ભાગ બ્હેનો લે નહિ !
'ને જ્યાં સુધી એ ભાગ ના લે દેશનો ઉદ્ધાર શે ?
'તો પણ તમે સૌ સાંભળો 'હું કેમ કુંવારો રહ્યો' ?

\+ + +

'જ્યાં જ્યાં નજર મારી પડે ત્યાં સર્વ પરણેલા જીવા !
'તેત્રીસ કોટિમાં કુંવારો એકલો હું રહી ગયો !
'આ જગતમાં ચીજ કઈ જે દામથી મળતી નથી ?
'પૈસા છતાં એ મહેરબાનો ! હું કુંવારો રહી ગયો !
'શ્રીમંત મુરતીયો, ઘણો ગોકણ સમો છે રોટલો,
'ને રૂપમાં કે ગુણમાં શું આપ ઓછો ધારશો ?
'નિશાળમાં નંબર ઉંચો, વિદ્વાન થઈ ભાષણ કરૂં,
'હું સર્વગુણસંપન્ન છતાં આખર કુંવારો રહી ગયો.

\+ + +

'છાપાં છપાવી વહેંચીઆં, ને ફેરવી ગાડી બધે,
'કીધી ઘણી જાહેરખબર, તો પણ કુંવારો રહી ગયો !
'રોકયા દલાલો; દેશમાં કાગળ લખ્યા મેં સો બસો,
'ગોરો કર્યા દઈ દક્ષણા, તો પણ કુંવારો રહી ગયો !
'કંઇ કંઇ કર્યા ધંધા હજારો, ખરચતાં બાવો બન્યો,
'તો પણ થયો ના ચાંદલો આખર કુંવારો રહી ગયો !

\+ + +

'ચાલીસ વરસની જીંદગી પુરી કરી, કોરી ગઇ,
'કંકુ કપાળે ના વસ્યું, કોરો કુંવારો રહી ગયો.
'જો કે લગન-માર્કીટ મંહી, મારી હતી બહુ માગણી,
'કારણ કહું સેવક હજી શાને કુંવારો રહી ગયો ?

× × ×

'સાચું કહું છું માનજો સૌ ભાઈઓ હાજર અંહી,
'કન્યા પસંદ આવી નહિ એથી કુંવારો રહી ગયો.
'કાણી હતી પહેલી, બીજી ટટ્ટુ પ્રમાણે ચાલતી,
'એવો મળી કંઇ એક સો બ્હોતર કુંવારો રહી ગયો.
'રૂપ ને રૂપીઆ, કલા વિદ્યા વગેરે સોળગુણ-
'વાળી નહિ કન્યા મળી માટે કુંવારો રહી ગયો.
'એવી મળી'તી એક કન્યા, પણ પસંદ હું ના પડયો,
'એણે મને ના પાડવાથી, હું કુંવારો રહી ગયો.

* * *

'હમણાં પરણવાની નથી સારી ઋતુ, સારી હવા,
'રહેજો કુંવારા સૌ તમે, મારી તમોને એ સલાહ !
'છે આ જીવનની જે મઝા, મુકી ન જાશો પરણવા,
'બસ આટલું કહીને હવે માગુ રજા બેસી જવા.'

! ( વન્સમોર અને તાલીઓ ) !



# ભાડે જગ્યા મળતી નથી !

( ભૈરવી ગઝલ )

લોક કહે ' ખાલી પડ્યું છે, શહેર મંદીને લીધે,
ખૂબ ભાડે આપવાનું છે ' ખબર વાંચી બધે:
બાપદાદાના વતનમાં ખોરડાં વેચ્યાં અમે,
શહેરમાં આવ્યા; હવે ભાડે જગ્યા મળતી નથી !—૧

* * *

રોટલો આપે સગાં ક્યાંય એટલો મળતો નથી:
સુઇએ ફુટપાથપર, ભાડે જગ્યા મળતી નથી !—૨

પાટીઆ મુંબઇ મંહી ' ટુ બી લેટ 'નાં લાગી ગયાં,
'અંદર પૂછો,' ભૈયો કહે' ત્યાં પર જગહ ખાલી નહિ—૩

ખાલી વળી કહી હોય તો સંડાસ પાસે ઓરડી !
' ભાટીઆ માટે '; બીજાને એ જગ્યા મળતી નથી !—૪

આઠ મહિના શહેરમાં ઘરઘર ફરી દાદર ચઢી
ઉતર્યાં પાણી પગે, ભાડે જગ્યા મળતી નથી !—૫

પાટિયું વાંચી ઉપર પૂછો કદી કોઇ બાઇને
સાંભળો: 'રોયા જતો રહે; અહીં જગ્યા ખાલી નથી !'—૬

માનવા ભાડાં વધાર્યાં જે ' ઘટાડેલાં ' લખે
સારી ને સસ્તી જગ્યા, ભાડે કદી મળતી નથી !—૭

ભાગ્યું બધું મુંબઇ છતાં ભાડાં હજી ભાગ્યાં નથી
ભાગતા ટાંગા છતાં સારી જગ્યા મળતી નથી !—૮

જે જગ્યામાં 'સોળ ગુણો + હોય તે સારી જગ્યા
સર્વગુણ સંપન્ન જગ્યા 'બીન-પાઘડી' મળતી નથી !—૯



---

+ એ ૧૬ ગુણો આ રહ્યા : (૧) ટ્રામ રેલ્વે નજીક (૨) ગૃહસ્થો-નો શાંત લતો. (૩) ચોગરદમ ખુલ્લું. (૪) ત્રીજે ચોથે માળે. (૫) હિંદુ ઘાટની બાંધણી ( એટલે દાખલ થતાં રસોડું નહિ ) છતાં અગાસી છજા સાથે. (૬) નાકાપરની જગ્યા, વચમાં નહિ. (૭) સ્વાતંત્ર્ય જાળવે તેવા પાડોશી. (૮) જગ્યાની છૂટ. (૯) હવા ઉજાસ. (૧૦) બજાર. (૧૧) નળ (૧૨) આખી રાત લાઈટ. (૧૩) ઘરધણી, ભૈયા ને ઘાટી બધાં ભલાં. (૧૪) ભોંયતળીયે બગીચો. (૧૫) સસ્તું ભાડું ને (૧૬) એટલી આવક ;

# ઓછા છે !

[ એક પ્રતિકાવ્ય ]

રાગ પીલુ. તાલ કવાલી

હૃદયના શુદ્ધ પ્રેમી હો, છતાં અકકલમાં ઓછા હો
ઘણી પરવા કરે તોયે લગનના ચાન્સ ઓછા છે !—૧

' મગજના ગેબ ' થયેલાને સાસરીયે માન ઓછાં છે
બહુ થોથાં ભણેલાને પ્રણયનાં જ્ઞાન ઓછાં છે—૨

ભણેલા રોમીયો-જુલીયટ, શીરી ફરહાદના કિસ્સા
ન ' લવ-શીનો ' ભજવતાં આવડે ભણનાર ને ઓછાં છે —૩

પ્રણયની રસ—સરિતામાં છે તરવાં ડુબવાં સ્હેલાં
છે મુશ્કીલ રસ પીવા-પાવા; અને પાનાર ઓછા છે—૪

કમરપર હાથ ના નાખ્યો, પ્રિયાએ માપવા કીધું
ગયા જે શોધવા દોરી, સમજશકિતમાં ઓછા છે—૫

ઉંચા ' મેકર ' નીચા નંબર તણી જે પહેરતા ટોપી
જગતના પ્રેમચોટામાં એવાનાં કામ ઓછાં છે—૬



# નોકરી !

[ બાપુ પૈસાનો જોઇ ખખડાટ . . . એ રાહ ]

બાપુ, મોટા જોઈને પગાર, મોહમાં મરશો મા !
હોય ધંધામાં થોડો જે સાર, નોકરી કરશો મા !
તાબેદારીનો એ મોટો ભાર, પીઠપર ભરશો મા !
આખો એળે જાશે અવતાર, એ વેપલો કરશો મા !

સારી કરી કે ના કરી, પણ નોકરી તે નોકરી,
બીજાને કાજે ઉછરતા એ પેટકેરી દીકરી;
વર્ષો વીત્યે કરશે કદર નહિ શેઠીયા વાંચો કરી,
એ શેઠ, મોટા પેટના, ખખડાવશે એક ટોકરી.

દગાબાજી અંતે એ કરનાર ગુલામી વરશો મા !
કરો ધંધા હજાર તરેહવાર પણ નોકરી કરશો મા !



# એ . . . ઇ . . . બાજુ !

( કાનુડા તારી કામણ કરનારી...એ રાહ )

આઘા રહેજો રસ્તાના રાહદારી !
મોતની ઘંટડીઓ વાગી :
મુંબઇના રસ્તાપર બહુ ફરનારી
ટ્રામ મોટરની એ વરણાગી—૧

છે લેડી
પણ ઢેડી, ગધેડી, ભોં ભોં ભુંકનારી
જાન લઇને જાશે ભાગી—૨

સંભાળો
પછી ચાલો ફુટપાયરીપર પગધારી !
એ શંખણીઓને પગે લાગી !—૩



# નાસી જવામાં માલ છે?

(ભૈરવી ગઝલ)

ગામના ઘાલી રૂપૈયા ઘર ચણાવ્યાં દેશમાં
કોર્ટમાં દાવા વધે, નાસી જવામાં માલ છે!—૧

જો કદી રસ્તે જતાં કજીયો થતો જોવા ઉભા
આવી ચડે પોલીસ તો, નાસી જવામાં માલ છે!—૨

ત્રીસની હો નોકરી, ખોયા હજારો રેસમાં
ઉઘરાણી લઈને શેઠની, નાસી જવામાં માલ છે!—૩

જો પીઠામાં પેસતાં કોઇ ગાંધીનું માણસ જુવે
ઓટલે છુપાવી કોટમાં નાસી જવામાં માલ છે!—૪

પાપ જો થઇ જાય ને જાણે જગત જો એ કલંક
નાશીક કે કાશી તરફ નાસી જવામાં માલ છે!—૫

\+ + પણ + +

ટ્રેનમાં આવ્યા ઉભા ને બેસવાનું ના મળ્યું
કોઈ થુંકવા થાયે ઉભો, ઘુસી જવામાં માલ છે!—૬

જ્યાં જ્યાં મળે ગુંદર જરા ચોંટી જવામાં માલછે;
જ્યાં જ્યાં જણાયે પોલ ત્યાં પેસી જવામાં માલ છે!—૭

# કવિને !

છપ્પા

એક દિન એક કાવ્યરસિક સવાલ પૂછે :
'કહો ભાઇ કવિની કવિતા કેમ થાય છે ?
'વળી આજ કાલ, કહો, કવિતાના હાલ કેવા,
'સાહિત્યમંદિરે નવાજુની શી કળાય છે ?'
દેશ ત્યજી બીજે દેશ વસેલ સગાંઓ કેરા,
સમાચાર આજ ગામેગામ તો પૂછાય છે :
(પણ) કવિતાનો રંગ હોય, સાહિત્યરસિક હોય,
તો જ આવા સમાચાર પૂછનાર થાય છે.

* * *

આજકાલ કવિના તરંગ ને કવિતા થાય,
કવિના તરંગથી કવિતા રંગ જામે છે :
વિચારસમુદ્રમાંથી કાવ્યના તરંગ રૂપ,
પાણીના તરંગ જાણે સાહી રૂપ પામે છે.
પછી પેલી પૈસાવાળી કલમનો ઘોડો કરી,
ધોળા પાનાપર 'કાળારંગ'માં વિરામે છે ;
પાંખહીણા પંખીને ઉડાડે એનું નામ કવિ,
એવા કવિ આજ લોકપૂજા સુખે પામે છે.

* * *

કવિતાના રંગ સાથે કવિના તરંગ તે યે,
ઝાઝો કાંઇ ભેદ મને જરાયે જણાય ના ;
ફેર 'ત' ને કાનો લાગે, એરી પાણુ કેરો ફેર,

મોટા ફેરવાળા આ જમાનામાં કહેવાય ના ;
કવિના ભેજાની ‘ ધૂન ’ ‘ ડોલન ’ વિચારફેરા,
થાય ‘ રસ–કાવ્ય ’ જો કે નિયમ સિવાય ના ;
નિયમ, યતિ કે પ્રાસ કાવ્યમાંથી નાસી ગયા,
આજની કવિતા રસિકોના ‘ રસ–આયના ’ !

+ + +

હવેની કવિતા એવી સ્હેલી, સાદી, સીધી, સોંઘી,
જેને એક બાળ કે બલોયુંયે બનાવે છે;
જુની રીતે કવિ થવું અધિક કઠિન હતું,
નવી રીતે ગમે તે પોતાને કવિ કહાવે છે !
ભાણામાંથી હાથે લઇ મોઢે મુકી ખાવું એવું,
કવિ થવું સ્હેલું હવે સૌ કોઇને ભાવે છે ;
કવિનાના હાલ આજ એવા છે મઝાના ત્યારે,
ખેદ માત્ર કવિઓના હાલ ઉપજાવે છે !

× × ×

સાહિત્યમંદિરે હવે નવાજુની ઝાઝી નથી,
કહી દઉં કહેવા જેવું જે જે મને લાગે છે :
કવિરૂપ હીરા જેના વારલ હતા રે ! પાક,
તે તો હવે ઘેરઘેર ગામ ગામ પાકે છે.
અંગ્રેજી ભણેલ બધા પોતાને ગણાવે કવિ,
છાપાના અનુભવીયે ‘ કવિ–યશ ’ ચાખે છે :
એક, બે ને ત્રણ કવિઓને સ્થાને આજે અહીં,
‘ કવિ કીડી પેરે ઉભરાય ’ લોક ભાખે છે.

× × ×

કવિતાના રૂપ કાજે કવિઓની સંખ્યા કાજે,
આજે મતભેદ થતાં નવાં જુદ્ધ જાગ્યાં છે ;

મલ્લયુદ્ધ, દેહયુદ્ધ. દેશયુદ્ધ, જોયાં'તાં ને,
વાચાયુદ્ધના ધ્વનિયે કાનેકાને વાગ્યા છે.
'લેખજુદ્ધ કયાંય કોઇ દિન સાંભળ્યાં'તાં તમે ?
નહોતાં જોયાં જુદ્ધ તે હવે તો થવા લાગ્યાં છે ;
છાપે છાપાં ખોલી જુઓ, પાને પાનાં વાંચી જુઓ,
જયાં જુઓ ત્યાં એનાં એજ 'લેખ જુદ્ધ' છાપ્યાં છે !

× × +

'જીવનકલહ' કાજે દેહયુદ્ધ, દેશયુદ્ધ,
'જોરના કલહ' કાજે મલ્લજુદ્ધે જાય છે,
વાચાયુદ્ધ થયાં નિજ 'ધર્મના કલહ' કાજે
'લેખ જુદ્ધ' એવા તે શા કલહ કાજે થાય છે ?
'જશના કલહ' કાજે જામ્યા આજે 'લેખ જુદ્ધ'
કોઇ ન કહી શકે કે કોની જીત થાય છે.
આડા ઉભા શબ્દ સાધી, આડંબરી લેખ રચી
છાપા-રણે લેખ-લડવૈયા લડયે જાય છે !

× × ×

આયુધોનું ઠામ નહિ. ઠેકાણું ન ઠેકવાનું,
સારૂં રણ એક કોઈ જોઇને તપાસે ના :
પોતાને ફાવે તે રણમાંહી ઘુમે જાય સઉ,
કોણ કોને મારે એવું ધુનમાંહી ભાસે ના.
પાંચ સાત પુસ્તકોનો અભ્યાસ કર્યો કે જાણે,
'મારા બળ પાસે કોઈ એનાથી ટકાશે ના'!
સઉ સાચા હોય એવા કવિઓનું ભવિષ્યમાં,
શું થશે ને શું નહિ એ કોઇથી ભખાશે ના.



# સુધરેલી પ્રાતઃવિધિ

( લાવણી )

મુંબઈ આઠ ટકોરા વાગે વિલાયતી ઘડીયાળે ઘેર;
આળસ મરડી પલંગમાંથી ઉઠતાં શોધે ઇઝીચેર.

બંગ બનાવટ સપાટ પહેરી પગ પાવન કીધા માને;
ઢાંકયું અંગ ગોરૂં ઢાકાની મલમલના અંગરખાને.

વિલાયતી દાતણ 'સીઝર' લઇ દીલડામાં પાડે કંઇ ડાઘ;
સવારમાં શ્રીહરિને સ્થાને મુખમાં મેલે આવી આગ!

નખરાળી નિજ નિત્યનિયમપર ગૃહદાસી હાજર થાતી;
યુરોપીયન ફેશનથી લાવી 'રેરિટ-ચાહ' પ્રીતે પાતી.

ચાહવિધિ સંપૂર્ણ થતાં આ ગૃહસ્થ અત્તરો હાથ લીયે;
સાફ કરી મુખ પાવડર છાંટી સલામતીના પેગ પીયે.

નિત્યકર્મ આવું એનું વગડાવે સાડા નવનો ઘંટ;
એ અરસામાં પુનઃ સુકાતો ધુમ્રપાન વિણુ કોમળ કંઠ.

તંબાકુ ટરકીથી આવી મીસરથી મંગાવ્યું પાન;
પંચમખંડ હાવાનાથી બની આવતી હિંદુસ્થાન.

એવી જેની દેશદેશની મુસાફરી છે મોંઘીદાટ;
આ સેવકને મુખડે એવી સીગાર જાણે ગંગાઘાટ.

ભુંગળા જેવા લાંબા નાક થકી દીસે જીવતાં અંજીન;
ગોટેગોટ ધુમાડા કાઢી બને તમાકુમાં તલ્લીન.

ત્યાં તો આવી પહોંચે બે ત્રણ અંગ્રેજી—ગુજરાતી ઘેર–
રોજીંદાં કંઇ સમાચારપત્રો, પંપાળ્યાં રૂડી પેર.

આડી ખુરશીપર આડા થઈ લંબાવી ટેબલપર પાદ;
ધુમાડા આડા થઇ ઉડતા ચશ્મોથી કરતા વિખવાદ.

તો પણ આ 'ગુજરાતી સાહેબ' લડી કરે ન સમય બરબાદ;
જેવી તેવી નજર નાખતાં વાંચન કરતાં મોટે સાદ.

'બીડીના નુકસાન' નામના લેખ ઉપર થાતાં કુરબાન
ફરી ફૂંકવા, શેઠ ખુણામાં ફેંકે વાંચેલો સામાન.

એ વખતે બસ આવી પહોંચે મુલાકાત કરવાને કાજ–
માખણદાસ મુરબ્બી મિત્રો, સત્યતણી જેને બહુ દાઝ.

મુલાકાતમાં 'સારે શહરકી ફીકર' અને પરની પંચાત;
એમ જતી આ શેઠતણી નરસૈયાની બહુ મોંઘી પ્રભાત!



( મનહર છંદ )

**વિચિત્ર સૃષ્ટિ !** ૧

પૈસાદાર પ્રાણીઓને મહેશે બનાવ્યા મૂઢ
પ્રતાપી ઉદાર પાસે ખાવાને કોડી નથી;
સમુદ્ર અગાધ નીર ખારૂં કરી દીધું ત્યારે
રેતીના રણે પીવાને પાણીનું ટીપું નથી.
કામિની કોકિલ નાર મુરખને ઘેર બાંધી
સાધી ત્યારે શંખણીની સગાઇ ચતુરથી;
મહેશને પાય લાગી પૂછું મારો ભ્રમ ભાગ્યુ,
રચતાં કહોને દેવ, ભાંગ શું પીધી હતી ?

( સવૈયા )

**તુલના** ૨

ગંગ નદી ઘર પાસ વહે તો કુવાપર પાણી પીવા નહિ જાઓ,
અંતરમાં રઘુનાથ વસે તો બીજા કોઇ દેવનું નામ ન ગાઓ.
કર્મસંજોગે સુપાત્ર મળે તો કુપાત્રને દાન દઇ ન પતાવો,
સારૂં નઠારૂં તપાસી, ધરી મન સારૂં, ને સાર કરીને બતાવો.

( સવૈયા )

**શાથી દૂર ?** ૩

બાલથી ખેલ, વિરોધ વડીલથી, હાસ્ય નહિ પરનારથી કરવું,
અનાથની લાજ, રણે ઘર ગુણી જન, જોર અગન થકી ના કરવું;
નિર્જન વાસ કદી ન કરો, ને અજાણ્યા નીર મહીં નહિ ઘસવું,
દુર્જનને કરી દૂર સદા વળી કલેશથી દૂર સદા વસવું. *

---

* મહા કવિ ગંગના એક કવિત પરથી ઉપરની ત્રણે કાવ્યકણિકાઓ બની છે—કર્તા

( મરાઠી સાખી )

**શંખ સંસાર!** ૪

શંખ પડોશી કજીયા કાઢે, શંખ શેઠ દે ઠપકા;
શંખ નાર સ્વાર્થી થઇ માગે ભાતભાતના ભપકા.

શંખભાઇને સ્હેલો સુઝે સુઝે મોજ મિત્રોને;
દરિયે જાશે શાન્ત થવા તો ત્યાં પણ શંખજ જોને!

મોટું શંખ! છે નસીબ તારૂં, શંખ સંસારે લાગ્યું;
શંખ જગત તો છો કહી નાંખે 'એ પણ તારૂં વાગ્યું'!

૫

**શાન્તિની શોધ** ( હરિગીત )

'શાન્તિભુવન' તમ વાસ તોયે શાન્તિ હૃદયે ના વસે,
શાન્તિ બહુ શોધી તમે તો આવીને આવી ખસે;
છે નામ શાન્તિલાલ તોયે શાન્તિનું જ્યાં નામ નહિ,
વીરા! નકામું ઠામ એ શું વાસનું ત્યાં કામ કંઇ!

શાન્તિ સમાઇ શ્રી હરિના સ્નેહનાં સ્મરણો મહીં,
આધિઉપાધિ વ્યાધિઓ તો તત્વ સૃષ્ટિનાં સહી;
શોધો તમે શાન્તિ વીરા! એ સૃષ્ટિમાં ક્યાંથી મળે?
કંઇ ધૈર્યથી, કંઇ જ્ઞાનમાં શાન્તિ ચહો તો બહુ મળે.

જીવન મરણ સુખ દુઃખ છે રમતો પ્રભુની રોજની,
ખેલાવવા જન રમકડાં એ વાત તેની મોજની;
એણે દીધું જો જ્ઞાન તો કહો છો તમે કે 'દુઃખ છે',
પણ એજ જ્ઞાને સત્ય જાણો 'દુઃખ નહિ પણ સુખ છે'

૬

**દીલાસો** ( હરિગીત )

ખરશે ખીલ્યું, જાયું જશે, અફસોસ કંઇ ના કામનો,
સંસારના આ સાગરે આધાર એક શ્રી રામનો ;
આવી ગયું જાણ્યું જોયું આવી જતું જોવાય છે,
ઘટમાળ તે નિજ અચળ નિયમે એમ ફરતી જાય છે.
માયાતણી એ માળના મણકા બિચારા માનવી,
ઉપર ચઢી નીચે પડે કંઇ રંક હો કે રાજવી ;
સહવાસથી સ્નેહી થયા સ્નેહી જતાં શાન્તિ જતી,
રડતાં હૃદયને શાન્તિ દ્યો, સદ્‌ગત શરણ લ્યો જગપતિ !

## ( થોડાક સંસ્કૃત શ્લોકોનો અનુવાદ )

૭

**અગાધ પ્રભુતા** ( દોહરા )

મુંગો શીખે બોલતાં, પર્વત ચઢે અપંગ ;
એવી છે જેની કૃપા શ્રીહરિ ભજું અભંગ.

**લોભ** ૮

કેડતણી આશા કર્યે પેટતણું પળ્ડાય ;
વૃક્ષે પંખી, હાથના એક બરોબર થાય.

**મૂર્ખતા** ૯

જતાં હવેલી રાખવા, ગુમાવે ગુજરાત ;
બાળે કુચા દઇ કરી દ્વાર ઉઘાડે આડ !

**પ્રભુવચન** ૧૦

જ્યારે જ્યારે હિંદમાં ધર્મ રહે નહિ લેશ :
પ્રગટું હું ઉદ્ધારવા અધર્મથી આ દેશ.
સજ્જન સુખ કાજે, કરી દુર્જનનો સંહાર :
યુગયુગ હું અવતાર લઉં, કરૂં ધર્મ પ્રસાર.

**પ્રભુગુણ ગણના** ૧૧

કાળા પર્વતનું કરી કાજળ કાળું અપાર,
સાગર જેવા પાત્રમાં શાહી કરી તૈયાર ;
દિવ્ય વૃક્ષ શાખાતણી લેખણ વજ્ર સમાન,
પૃથ્વીની પાટીપરે લખ્યા કરે ગુણગાન :
અહોરાત્ર શ્રી શારદા યુગયુગ, રે કિરતાર !
તોપણ ત્હારા **ગુણનો કદી** ન આવે પાર.

## ( થોડીક ચિત્રિત-કાવ્યકણિકાઓ )*

૧૨

**ધોળેરાનું પાદર** સોરઠા

એકલવાયા વાસ, શહેરી દંભ વિના સુનાં;
અંતર પુરે ઉલ્લાસ, તોયે તારૂં તલાવડું.
ગંભીર તારા ભાવ, શાન્ત વળી નવજીવનો;
એવા તુજ દેખાવ, મારે મન તો સ્વર્ગ છે.
સ્હેલાણી જગમાં ય નિંદાવા દેજે તને;
થાશે જગમાં ક્યાંય, નહિ નહિ રે તું ધોળેરૂં !

૧૩

**ભીમતળાવની વાડી** હરિગીત

જે પ્રેમીઓના બાલ્યજીવનથી જ સ્નેહ ઘડાય છે,
એ બાળપ્રેમીઓ બધાં આવે સ્થળે ખેલ્યાં હશે;
આ પ્રકૃતિની પુત્રીમાં ઝાંખો જરા તો સર્વ છે,
સૌન્દર્ય છે ને સ્નેહ છે ને પ્રેમીઓનો ગર્વ છે.
એકાંતમાં જઇ એકદા કો બેસજો અડધી ઘડી;
એમાં રહ્યો આનન્દ તે જગમાં બીજે ક્યાંહી નથી.

૧૪

**કામદહન** શિખરિણી.

બળ્યો જે ભોળાનો, જગત ભોળું બાળી એ રહ્યો,
મીઠાં સૌંદર્યોનો ક્રૂર અરિ એ 'કામ' જગનો :
રહ્યો જો કે રાખે જગત તોયે ચાલ્યુ કરતું
જીવ્યો જો એ હતે તો અરર ! એ ના કરત શું ?

---

* મારા મિત્ર શ્રી૦ છોટાલાલ અંબાશંકર જોશીના ચિત્રપરથી

૧૫

**રાધાસ્વપ્ન** હરિગીત.

દીન રેન જેનાં રટણુ હો એ સ્વપ્નમાં તલસાવતાં,
કોઇ પ્રેમીકા બનશો નહિ, આવા પિયુનાં બ્હાવરાં;
રાધા રટે બહુ નાથને તો સ્વપ્નમાંયે દુઃખ હો,
મંજુર હો જો દુઃખડાં તો પ્રેમનાં ઘેલાં થજો.

૧૭

**સ્નેહસંગીત** મંદાક્રાન્તા

વ્હાલા તારા, મધુરગીતમાં, શા મધુરા સ્વરો છે,
એમાં પૂર્યાં, વળી પ્રણયના ભાવના અંકુરોને;
ગાઇ મીઠાં જીવન કરજે, સ્નેહસંગીત આવાં,
ને તું જોજે હૃદય મયુરે અંથી તુટે કદી ના.

૧૭

**પ્રથમમિલન** લાવણી

મહિયારીનાં મહી ઢોળાયાં, ચપળ ચિત્ત કંઇ ચોરાયાં,
પ્રેમપ્રતિમા નયને પેખી કોણ પ્રેમી નહિ ભાન ભૂલ્યા !
એમાં વળી વિધિએ સરજેલાં પ્રેમી યુગ્મ બહુ ભાવ કરી,
પ્રથમ મિલન જ્યાં કવિ કરાવે ત્યાં 'રસ'ની શી વાત જરી !



# નવા વર્ષની પ્રભાતે

ભીમપલાસી

( દિવ્ય દેશ અમ ઉજ્જવળ કરવા—એ રાહ. )

નવલ વર્ષની નવલ ઉષા અમ આર્ય આંગણે
આવી આજ,
આવી આજ !

દેશ, દેશવાસીનાં ભાવિ, ભાવે ઉજ્જવળ
કરવા આજ,
આવી આજ !

વિખેરવા વાદળ દળ દુઃખનાં,
નિજજનપર ઝુમતાં નિજ અંતર ઉમંગ ઉરમિ
લાવી આજ,
આવી આજ !

જાત જાતના સાથ લઈ આશિષ પુષ્પની છાબ ભરી ;
હાં છાબ ભરી,

શિરપર નિજ કર યુગલ પ્રસારી વરસાવે કંઈ વ્હાલ ધરી
એ મંગળકારી દિવ્ય ઉષા જ,
આવી આજ !



# દીવાળીના ઉત્સવો

ભૈરવી

( અલી જોને સમાતી ભોળી મેના—એ રાહ )

આવી જોને દીવાળી આજે મોંઘી !
ખેલવશે સૌને દુખિયાઓ જાશે દુઃખો ભુલી :
એને રહેવું થોડું ને રમવું ઝાઝું !
એના હસાવ્યાં સુખીયાં કે દુઃખીઆં રત્યાં મ્હાલી.

સાખી.

દુઃખભરિયાં સંસારમાં વરસે એકજવાર;
મ્હેર, મેહ ને ઉત્સવો દીપે જ્યાં કિરતાર.

એ નવજીવનથી જીવો પુનઃ થઈ ચેતન પ્રાણ;
ભોગવિયાં ભુલી જઈ લૂટે નવલી લ્હાણ.

લુંટી લેજો દીવાળી કેરી લ્હાણ !
બંધુઓ વ્હાલાં, દીવાળી જાશે પછી ચાલી—અલી જોને.



# નાનકડી પ્રજા

(ભીમપલાસી હીંચ)

રમતાં બાલુડાં ધન્ય આંગણું એ ધામ;
ભાવિની જ્યોત સમા નાનકડા ભાણ.
આશાના ઓપ સમા રમતા ફુલરોપ,
મીઠી સુવાસ તણી લેજો સૌ લ્હાણ:

એના વ્હાલાને મન,
ભલે વંશના રતન,
પણ દેશના ને છશના એ મોંઘેરાં ધન:
ઝુલકાંના કેશ ભૂરા, ભૂરાં નયન,
એના કાલુડા ખેલ ગણો, સાકરની ખાણ—ભાવિની

વિભુ વાટિકા સંસાર,
એ કોયલના ટહુકાર,
આ માનવને હૈયે એ નેહ જગવનાર,
આ રસહીન યુગમાં અબોલ સાચી એ સિતાર:
પ્રેમના, પ્રભુના, દીયે સંદેશ એ ગાન—ભાવિની

## ખંડ ૫ મો : ( એક કાવ્યકથા )

# સંસાર અને સંન્યાસ

# થોડુંક પ્રાસ્તાવિક

अयम् संसारगर्तेऽयम्, दुःखै पूर्णो निरन्तरम् ।

* * * *

"સંસારમાત્ર દુઃખથી ભરેલો છે" એમ સર્વ ધર્મો તો કહે છે તોય કદાચ એક સંસારી નજરને એક ધનિક સાધારણતઃ સુખી ભાસે છે –પરંતુ એ સુખી ભાસે છે એટલું જ. સત્ય જુઓ તો એનાય હૃદયમાં એકાદ ખૂણો એવો તો નહિ જ હોય, જ્યાં ચક્રવર્તી દુઃખની આણ ન ફરી વળી હોય. આ વાદ માનવીમાત્રના પ્રત્યક્ષ અનુભવોનો જ છે. એટલે એને સાબીત કરવાપણું નથી.

સાબીત કરવાપણું તો એજ રહ્યું કે એનો ઉપાય શો? સાધારણ બુદ્ધિ તો 'સંન્યાસ' તરફ જ જોશે; કારણ કે 'સંન્યાસ'માં ત્યાગ અને 'ત્યાગ' માં માયામાત્રનો નિર્મોહ વસ્યો હોવાથી સહજ દુઃખનો અભાવ; પરંતુ આ ઉપાય તો રાજદ્વારી પરતંત્રતાના દુઃખે દેશત્યાગ–હીજરત કરવા જેવો. એમાં

"લ્હાસી બાબા, સહન કરવું, એય છે એક લ્હાણું"

આ ઉચ્ચ તત્ત્વ નથી; 'દુઃખનો ઉપાય 'દુઃખ વ્હોરવું' એ સત્ય એમાં નથી; વળી એક માનવીના વિકારમય જીવનમાં એકદમ ત્યાગના સંસ્કાર પડવા એ વિરલ લક્ષણ હોવાથી અને 'સંસાર' એ જ એક માનવજીવનમાં મુખ્ય ધર્મ હોવાથી, એક ધર્મ છોડી બીજાને લેવા જતાં બન્ને ચુકાય છે. એવા ઘણાંએ જીવન ત્રિશંકુ થઈ આપણી અજાણમાં કરૂણઅંતથી વીતી ગયાં હશે. આવો જ જો સંન્યાસ–સંસારત્યાગ હોય તો એ સંન્યાસ જ ત્યાજ્ય હોવો જોઈએ. શ્રીમદ્ ગીતાજી અને અન્ય શાસ્ત્રો 'ગૃહસ્થાશ્રમ'ની જ ઉચ્ચતા ગાઈ ગયાં છે, તે સાચું જ અને એ માન્યતાને પરિણામે જ આ લઘુકૃતિ.

સંસાર અને સંન્યાસ એ બે મર્મની તુલના કરવા જ યથાશક્તિ પ્રયાસ કર્યો છે અને તેના આધારમાં થોડા ગીતાજીના શ્લોકોને પણ ગુજરાતીમાં યથામતિ ઉતાર્યા છે. આશા છે, કે જનસમાજ નીરક્ષીર ન્યાયે તેને સ્વીકારે.

# સંસાર અને સંન્યાસ

( એક કાવ્યકથા )

---

## મ્હારી શશી !

૧

અંતકાળ ( સોરઠા )

"વ્હાલા ! કરજો માફ, લાખ ગુન્હા મારા હશે,
એના શા ઇન્સાફ, જે જગમાં ઘડીઓ ગણે ?

મારે શાં છે બાળ, પાછળ કે જીવ બાળવો ?
હા ! છો મારા પ્રાણ, એક તમે મારા હતા !

વ્હાલા, કરજો યાદ, મીઠી કો જીવનઘડી ;
લેવા ના'વીશ દાદ, યાદ કરો છો કે નહિ !

વ્હાલા, ધરજો હોંસ, બીજી 'દેવી' લાવજો;
સ્હેજ નથી રે ! સોસ, મારે મનડે દ્વેષનો.

પહેલો મૂળે 'પ્રેમ' સકળ વિશ્વ નિયમ મહીં ;
રહેજો વ્હાલા ક્ષેમ, એ દેવીના વ્હાલમાં.

મારો આ સંદેશ, એ દેવી ને આપજો ;
આશા જો હો લેશ, વ્હાલા ! આ છે 'વીલ'ની !

૨

**આર્યસાધ્વીનું 'વીલ'** (હરિગીત)

' મારાં સગાંનાં સ્નેહ માટે માનતી આભાર હું ;
' સંભારીને રડશો નહિ, કો ના રહ્યું કે હું રહું !
' છે 'પ્રેમની' પુંજી ભરી મારા હૃદયના સ્થાનમાં ;
' કરજો હવાલે છુટથી એ બ્હેનને 'દેવી' સમા.
' આ વારસો આપું તને હો ! શોક્ય બ્હેની પાળજે ;
' સંસારમાં સરરી રહી ચલવે પતિ ત્યમ ચાલજે.
' ને કે' મધુરાં જો કદી એ વેણ તો ફુલીશ ના ;
' ને જો કદી કડવાં કહે તારી ક્ષમા ભુલીશ ના.
' તે દેવ છે, તે શાસ્ત્ર છે, તે મંત્ર ને તિર્થો બધાં ;
' જ્યમ હું પતિને પૂજતી ત્યમ સેવજે સ્વામી સદા.
' મ્હારા મરણની અંતઃક્રીયા, કંથ ! આપ કરાવજો ;
' મુજ કાય ચેતનહીણુ સ્વામીજી ! સ્વહસ્તે બાળજો.
' નહિ આ જીવનમાં અંગપર, પર પુરૂષની છાયા પડી ;
' તો રાખજો કાયા પવિત્ર જ અંતકાળે એવડી.
' મ્હારી ક્રિયા પરવારતાં મુજ કંથને પરણાવજો ;
' ને સદ્‌ગુણી ને શાન્તમનની સાધ્વી વહુ લાવજો.
' મ્હારૂં કહેલું 'વીલ' આ તે સર્વને વંચાવજો ;
' હૈયે જરા જો હો 'શશી' તો આગ સૌ વર્તાવજો."

૩

**અવસાન** (શિખરીણી)

દીધાં હૈયે ડચકાં, સહી ન શકતાં રાંક દુઃખડાં,
મૂક્યાં નયને ધ્રુસકાં, ખળખળ આંસુધાર ખરતાં ;

દ્રવ્યું હૈયું જોઇ, પળ મિલનની આ ભરીપુરી,
દુઃખોના ઉદ્દગારે, રહીસહી પ્રીતિ જ ઉભરી.

( ભૈરવી ગઝલ )

" ક્યા દેશે શશી ! વસવા, અરે ! તું ક્યાં જશે ચાલી,
હશે ત્હારી પ્રતિમાઓ ગયે તું પ્રાણવીણ ઠાલી;
ભર્યાં અંતર અમર આશે સમાશે સૌ નિરાશામાં,
હશે તું ક્યાં અને હું ક્યાં, પ્રિયે ! તું ક્યાં જશે ચાલી!
પ્રણામો છે શશી પ્યારાં ! ક્ષમા ભુલો તણી દેજો;
સગાઇ સ્નેહ અંતરની, ભુલાશે શે શશી વ્હાલી ?

( સોરઠા )

શશી સમાધિ શીદ, સંસારેથી આદરે;
આવી તે શી રીત, લેશ દયા ના ઉપજે.
ત્યજી ત્હારે પંથ ક્યા પરપંથે પરવરે;
કરી એકલો કંથ રમતાંને રોતાં કરે.
શશી ! થયા શા દોષ, દેશ અમારા તું ત્યજે;
શાને ધાર્યો રોષ, રોતી આંખે રાખતી ?
વસાવીઆં ઘરબાર, તુંથી સઘળા ઉજળા ;
તું વીણ કારાગાર, સુતા એ સમશાન છે.
રાતે પાણી આંખ, રોતી છાની ના રહે ;
સ્હેજે છાની રાખ, હૃદયશુન્ય તું શીદ થતી ?"

**સ્મશાનયાત્રા** ૪

થયા ના થયા જ્યાં પુરા શબ્દ મારા,
શશી સ્થિર થઇ કાષ્ટ સરખી સુતી ત્યાં ;
મીઠી ચાંદનીમાં શશીએ મધુરી,
કરી જગત મુસાફરી હાય ! પૂરી.

મીઠી મીટ શાન્તિભર્યાં સ્થિર નયને,
પ્રણામો કર્યા અંતની અશ્રુધારે ;
રહ્યો જીવ સ્હેજે ઘડી ના શશીનો,
અને શ્વાસ છોડયો "હરિ"ના ઉચ્ચારે !
આવી મળ્યાં ત્યાં સગાં જાણુ પડતાં,
અરે ! ક્રૂર એ શાસ્ત્રના ક્રૂર ચેલા ;
કર્યો શોર કંઇકંઇ "વિધિ" નામ બ્હાને,
હશે હાય ! હૈયાં એ શાથી ભરેલાં ?
ભૂમિ ઉપરે સાથરો પાસ પાડી,
અરે ! મારી નિર્જીવ શશીને સુવાડી ;
સગાંઓ બધાં રૂઢિ ધારીને જ રોતાં,
ઘડી રોવું ખાળીને નિહાળી જોતાં.
ન્હવાડી ચડાવ્યાં નવાં વસ્ત્ર અંગે,
કર્યાં પીળ સૌભાગ્યનાં ચિન્હ રંગે ;
ગજાવ્યો ધ્વનિ રામના નામ કેરો,
હતો એ નનાગી તણો સૌ ઢઢેરો.

( હરિગીત )

આડા ઉભા લઇ વાંસકટકા સીંદરીથી બાંધીયા,
ઘાટે ઘણાં આસન છતાં ગાદી વિનાના ગાળીયા;
રે ! જે સુંવાળા પાથરી ગાદી ઉશીકાં પર સુતાં,
તેને નહિ શું ખુંચશે, આ ઢોલિયા વાંકાચુંકા ?
રે ! શાસ્ત્રના આ શિષ્યને શું સ્નેહની કિમ્મત હશે ?
'પ્રેમી જુદા જઈ પાડવા' શું વેદની કહેવત હશે ?
રોતો રહ્યો, કહેતો રહ્યો, પણ અસર કોના કાનમાં ?
રાખી મને રોતો સગાં સૌ પરવર્યાં સ્મશાનમાં.

રોતો અને કલ્પાંત કરતો હુંય પાછળ દોડતો,
'રે રે શશી' કહી ડાધુમાં રોનાર એક જ હું હતો;
પાષાણ હૈયાં સ્નેહીનાં ! નિષ્ઠુરતા આંખે વસી,
ચિતા બનાવી ને સુવાડી માંહ્ય રે ! મારી શશી !

( શિખરીણી )

કાષ્ટોના ઢગલામાં, ચિરનિદ્રા અનુભવતી કાષ્ટ સમી;
સ્વામીને ખોળે શું સુનારીને આ ચિતા ન વસમી ?
અગ્નિના ભડકામાં, મારા સ્નેહનો ભડકો હાય થયો !
શશી જતાં શું મારે, આ મીઠો સંસાર રહ્યો ન રહ્યો !

( હરિગીત )

સામે પ્રચંડ ચિતા ભભકતી, અગ્નીની જ્વાળા થકી,
મુજ ચિત્તમાં ચિંતા ચિતા બાળી પ્રીતિને ભભકતી;
સામે ધુંવોં આકાશમાં વાયુ બળે જઇ ખેલતો,
હૈયાં બળે, આંસુ વહ્યાં અંહી, ગાલ હું ભીંજવે જતો.
મારા દુઃખે દુઃખી હતી ચિતા બીચારી એકલી,
ને એક બાજુથી વહાવે આંસુડાં એવી ભલી;
તાઢી તણી અહીં રાહ જોતા આતુરો ડાધુ હતાં,
હું એકલો ખુણે પડયો–કંઈ કંઇ વિચારો આવતા.

૫

સ્વપ્નસૃષ્ટિ ( શિખરીણી )

વિચારોના વમળે બહુ ગુંથાતાં આવ્યું સ્વપનું;
દીઠું ત્યાં કો વ્હાલું, સજળ નયને શાન્ત કરતું.
"ન તું વ્હાલા રોતો, જરીક આંસું લોહી અંહી જો ;
હજીયે એની એ તુજ શશી તે આ હું રહી જો,
ખુટયાં અંજળ જેનાં, નહિ નહિ એ રે ! રહી શકે ;
વૃથા છે ત્યાં રોવું, જગનિયમ કો ના કળી શકે.

હરિગીત

જીવન—મરણ સુખ—દુઃખ છે રમતો પ્રભુની રોજની,
ખેલાવવાં જન—રમકડાં એ વાત તેની મોજની;
એણે દીધું જો જ્ઞાન તો કો' છો તમે કે દુઃખ છે,
પણ એ જ જ્ઞાને સત્ય સમજો ત્યાં સદાનું સુખ છે.
શાન્તિ સમાઈ શ્રી હરિના સ્નેહનાં સ્મરણો મહીં,
આધિ ઉપાધિ વ્યાધિઓ તો તત્ત્વ સૃષ્ટિનાં સહી;
શોધો તમે શાન્તિ પ્રિયે ! એ સૃષ્ટિમાં ક્યાંથી મળે ?
કંઇ ધૈર્યમાં કંઇ જ્ઞાનમાં, શાન્તિ અહીં તો બહુ મળે.
માયાતણી આ જાળના મણકા બિચારાં માનવી,
ઉપર ચઢી નીચે પડે કંઈ રંક હો કે રાજવી;
જન્મ્યા સહુ મરવા જ વ્હાલા આમ ઘેલા ના બનો,
વ્હાલી શશીના વ્હાલમા, છાના રહો, જ્ઞાની બનો."
ફેંદીફેરા, ચાટળ. ભાકનો, તાદી પુરી થવાથી,
' હો હો ' કરા, રૂદન ધ્વનિથી, સ્થાન ત્યાગી જવાથી;
જાગ્યો હુંયે, ઝબકી પળમાં, સ્વપ્ન જોયું વિચારી,
ત્યાં તો મારી શશી રહી હતી, રાખ રૂપે બિચારી !

×　　　　×　　　　×

# સંસાર

( કંઇક પૂર્વ વૃત્તાંત )

**બાળજીવન** ૧

સરિતા તટે નાનકા ગામડામાં,
રહેતાં અમે સીમથી સ્હેજ છેટે ;
માતાપિતાનાં ભર્યાં સ્નેહનયનો,
મને જોઇ મુજ બાળનયનોથી ભેટે.

શાન્તિનિકેતન સમુ શાન્ત ન્હાનું,
વ્હાલું, રૂડું, મ્હેલના બાળ જેવું ;
વાડી તણી મધ્ય, વેલે વીંટેલું,
મ્હારૂં હતું રમ્ય કુટિર એવું.

હતી છાપરે પુષ્પની વેલ નાંખી,
નમેરી પ્રકૃતિ થતી સ્હેજ ઝાંખી;
ઉન્હાં શોષતાં અંતરોને ફુવારો,
કરે શાન્ત સીંચી વળી વારિધારો.

અમે સ્નેહસંસારમાં એક સંપે,
કર્યું સ્વર્ગ આલોકનું એક સાચું ;
હતો માનવીમિત્ર પક્ષીતણો હું,
વળી બાગ મ્હારો કરી મિત્ર, રાચું.

લઇ ઝારીનું પાત્ર જળ સીંચતો હું,
કરી માટીની ન્હેર જળધાર ખાળી;
કંઇ રોપતો પુષ્પ રોપા રૂપાળા.
લઘુ બાગનો હું લઘુ એક માળી.

૨

**વિવાહ** ( હરિગીત )

મ્હારી શશીના તાતને સૌ શેઠ કહી બોલાવતું,
એ શેઠને સંતાનમાં એક બાળકું રહેતું હતું;
એ બાળ કો બીજું નહિ, મારી શશી બાળા હતી,
ન્હાની પ્રતિમા પ્રેમની સુંદર ખરેખર લાગતી.

સૌયે કહેતું, પુન્યવાન તરૂ લતિકા પામશે;
પામ્યો શશિ હું આખરે, શું પુન્ય મેં કીધાં હશે!
મ્હારો થયો વિવાહ પ્રથમ, ને લગ્નની લ્હાણો લીધી;
એ પ્રાણને ભેગા કરી, પરની શશી મારી કીધી.

પણ હાય દુર્ભાગી શશીના ભાગ્ય આડાં આવિયાં;
માતાહીણી મારી શશીના તાત પણ સ્વર્ગે ગયા.
અમ દંપતિ આનન્દમાં આવી બની દુખની બીના;
રોતી શશી, સ્મરતી સગાં, કરી રાંકડાં ચક્ષુ ભીનાં.

માતા દુભાતી માહરી, મારી શશીના દુઃખમાં;
પંપાળતી વળી શાન્ત કરતી, ચાંપતી લઇ કુખમાં.

**વિદ્યાર્થીજીવન :** ૩

અમારી કુટિરે વધી એક બાળા,
પ્રભુએ કર્યાં બાલુડાં મિત્રવાળાં;
અમે બાળકો સ્નેહ સંપે રહેતાં,
વધાર્યું અમે વ્હાલ આ વાત કહેતાં.
જરા એક પળ જો વિખુટાં પડયાં તો,
અમે આંખ સુજાવતાં રોઇરોઇ;
અમે તો જ છાનાં રહેતાં અમોને,
દીયે મેળવી આંખથી આંખ કોઇ.

હતી શહેરની મધ્ય ત્યાં એક શાળા,
જતાં શીખવા હું અને મિત્રબાળા;
ભલી ભાત સંગાથ બેસી નિરાંતે,
અમે પાઠ શીખતાં સુખેથી રૂપાળા.
દીધા પાઠ ભુલતાં અમે જો કદાપિ,
લઇ લાકડી શિક્ષકો દે જ શીક્ષા;
પડી એ તડી પીઠપર વાગતી તો,
ઘડી રોઈ દેતાં દીલાસાની દીક્ષા.

( શાર્દુલવિક્રીડીત )

ગાતાં ગીત અમે જતાં ઘર ભણી. નિશાળથી નીકળી,
કાઢી સૂર ઝીણો અમે ટહુકતાં, કોકિલકંઠે કરી;
મ્હારાં બાલીશ કાવ્યને ફરીફરી, ગાતી શશી હોંસથી,
મ્હારો સૂર ભરૂં, હસી કવિ થતાં, શુક સમા જોશથી.
મ્હારૂં દફતર ખૂંચવી ખુશ થતી, તાલી વગાડે ખસી,
'મ્હારૂં કામ જ એ જ છે' કહી હસે. છાનું મધુરૂં શશી;
આવી પાછળથી કરે ગલીગલી મૂકી ગળે આંગળી;
કંપે અંગ છતાં મઝા મુજ મને, લાગે ઘણેરી ગળી.
છેડું જો હું જરાય એમ છળથી, થાતી ઘણી ગળગળી,
સ્હેજે એ ન સહી શકે, હસી રડે, એ કોમલાંગી કળી;
દોડી આવતી દાબતી નયનને, પાછળ ઉભી લાગલી,
રહેતી ચુપ જ 'ચોર એ પરખ તું' કહેતાં થતી ચાગલી.
સુંવાળી એ કરાંગુલિ પરિચિતા, મખમલ સમી લાગતી,
પરખી ચોર, શશી, કરો પકડતાં, આઘી જતી ભાગતી;
એવી કંઇ રમતો રમી જીવનને મીઠું કરી મ્હાલતાં,
એ માઠાશમહીં અમે સકળ આ, સૃષ્ટિ ભરી ભાળતાં.

જરા વાતમાં જો કદી વેર થાતું,
રીસાતાં અમે બે ઘડી દૂર જાતાં;
થતાં સ્નેહ—શત્રુ ચીડાતાં ચીડાવી,
ચડાવી કપોળો કરી નેન રાતાં.
નહીં હાર કે જીત કે શર્ત સંધી,
ઘડી બે વીતે યુદ્ધ પુરૂં ગણાતું;
અમે એમનાં એમ પાસે ખસીને,
વળી ભેટતાં ભાવથી બહુ હસાતું.
વળી બાગના કાંકરા લઇ કરોમાં,
શશી શુન્ય દ્રષ્ટિ કરી દૂર ફેંકે;
લખી ધુળમાં અર્થહીણું ભુંસીને,
લજાતાં જરી નેનથી મિત્ર પેખે.
ભુમિને ખણી બીજ આખા ઉતારી,
સમાવી મધુ વૈર એવું અમારૂં;
શશીને કરે બોલતી, હાસ્ય કરતી,
હતું એક એવું ખરૂં યંત્ર મારૂં.
શશીએ ધરેલાં કરે કંકણો જો,
જરા ફેરવું હાથપર હાથ મેલી;
પછી મંત્ર આ યંત્ર એવો ચલાવે,
સુકાતી કરે હાસ્ય આંખો ભીંજેલી.

( હરિગીત )

મ્હારી સ્મરણશક્તિ શશીથી શક્તિમાં ચડતી હતી,
એ કારણે કો વેળ એને ગર્જ મુજ પડતી હતી;
જ્યારે કરે નહીં પાઠ મેથીપાકથી ડરતી હતી,
મુજ પાસ આવી આંગળી આંખે મૂકી રડતી હતી.

તે રોજનું યાચકવદન જોઇ દયાળુ હું થતો,
એ શંક રડતી આંખ જોઇ યાચના પામી જતો;
જાણે 'હરિ' હું હોઉં, એવા ડોળથી ઉભો થતો,
"બ્રુહિ વરમ્, હે ભક્ત !" કર શિરપર પ્રસારી બોલતો.

"રે ચંદ્ર ! શીદ થા ચાગલો અં...અં...મને કાં ચીડવે,
આવે તને હસવું અને મારો ન રે' જીવડો હવે;
કીધા નથી મેં પાઠ, મ્હેતાજી કહી શું ખીજશે,
કે મારશે તો ? હાય ! મારૂં આજ શુંનું શું થશે.

રે ચંદ્ર ! ત્હારા એકનો આજે મને આધાર છે,
થાશે ભલું તારૂં જરા કંઇ દાઝ હૈયે ધારજે;
બાએ દાબી'તી પાઇ, ખોઈ, ક્યાંક બાગે જઇ પડી,
પાણી પીનાની છુટીમાં શે આજ લેશું ટીકડી.

મ્હારાં દુઃખોનો આજ છે નહિ પાર કંઈ કો ઠામમાં,
એમાં વળી તું ચીડવી બાળા બિચારી બાળ મા;
દે પાઇ ઉછીની કરી, દે પાઠ થા હૈયે ભલો,
રે ચંદ્ર ! દે ટેકો, કરી આભાર કેરો થાંભલો."

× × ×

૪

**સંસારજીવન** ( હરિગીત )

આવાં મધુરાં બાલજીવનથી જીવન કીધું શરૂ,
સંસારનું ગાડું જગત–પાટે ચડયું જ્યાં ના પુરૂં;
ત્યાં તો શશીની જરૂર જાણે એ પ્રભુને ત્યાં પડી,
એ ગઈ ! વીખી વાડી ! "જવું ક્યાં" એ વિચારૂં રડીરડી.

× × ×

# સંન્યાસ

ગૃહત્યાગ

૧

જોગી થવા જોગ જ્યોતિ જગાવી,
અંગે સજી રંગ કફની લગાવી;
વળી ભાલ ને દેહપર ભસ્મ ભુંસી,
ત્યજી જગતજંજાળ પરવા પછી શી ?

ગીરીશૃંગ લાવી ગતિ ત્યાં વિરામી,
ઉષા દિવ્ય રશ્મિભરી આવી સામી;
સૌ તારલા તેજહીણા છુપાયા,
રવિરાજ જોતાં ગયાં તેજ ઝાયાં.

ચારૂલતા ચુંબતી નાથ નેહે,
એ પ્રેમસ્વરમાં રહી પ્રેમસૃષ્ટિ;
ઝીણા મધુરા સ્વરે પંખડાં શાં,
કલ્લોલ કરતાં કરી દૂર દ્રષ્ટિ.

કલ્લોલથી માનતાં પાડ એહના,
દીધા જન્મ જેણે, સૃજી સૃષ્ટિ, એમાં;
સ્ફુરી રહી વાયુ લહરી મધુરી,
અંતરમંહી શૈત્ય શાન્તિ પ્રસારી.

( શિખરિણી )

વહી વાંકુચુકું, ઝરણુ જગનું જ્યાં રમી રહ્યું,
વળી વાયુ લહરીસહ લળીલળી લાડ કરતું;
ઉભેલા નભ ઉંચે, વદન પેખે શું હસીહસી,
ગણી દર્પણુ દૈવી, રમતી જઈ ત્યાં વાદળી વસી.

( મંદાક્રાન્તા )

બાંધી’તી એ, ઝરણતીર જયાં, એક નાની મઢુલી,
જાણે ઉભી, ગભીર સ્થિર થઇ, પ્રકૃતિને અઢેલી;
નાની તોયે, હૃદય હરતી, કોઇ જોનારકેરૂં,
કોણે આવું કુટિર નમણું, રમ્ય બાંધ્યું અનેરૂં !

( વસંતતિલકા )

નિહાળતાં હરિતણી રમણીય લીલા,
આકાશ કાંચનવરણ થકી જ્યાં છવાયું;
પ્રગટ્યા પ્રભુ ગગનમાં રવિદેવ રૂપે
રાત્રિતણું તિમિર તેજ થકી ધવાયું.

પંખી વને વિહરવા ગૃહત્યાગી ચાલ્યાં,
પદ્મો મદે, ભ્રમરને કરી મુક્ત ફાલ્યાં;
આ તેજઃપુંજ, પ્રસરાવી સુગન્ધ, આવી,
દૈવીપ્રભા, પ્રભુતાણી પ્રભુતા બતાવી.

( શાર્દુલવિક્રીડીત )

મ્હારી એ મઢુલી ગણી મનમંહી, વનમ્હેલ શી દીપતી,
વસતીના વિરહે ઝુરે જીવ વિના, કાયા રહી ઝુરતી;
જેનાં દ્વાર જણાય જર્જરીત શાં ! જોઇ રહ્યા ઝુંપડી,
‘મ્હારો આશ્રય એક તું જ મઢુલી; હું બાળ ! તું માવડી !’

ખોલી દ્વાર પ્રવેશતાં પ્રથમમાં, દ્રષ્ટિ ખુણે જઇ ચડી,
તુંબીપાત્ર પડીપડી સડી રહ્યું, સાથે જડી લાકડી;
તુટેલાં વળી અસ્તવ્યસ્ત વચમાં, ઠામો તણાં ઠીકરાં,
માની માત, મણીધરો મુષક ત્યાં, રહેતાં થઇ દીકરાં !

૨

**પશ્ચાતાપની એક ઘડી** ( સોરઠા )

સુતો સુખીઓ જીવ, પુષ્પોની શય્યા સજી;
તે થઇ જોગી શીદ, આમ વનેવન આથડે ?
નાનાવિધ પકવાન, પીરસ્યાં જેના થાળમાં;
ત્યાગી તે, વેરાન, આ વન કાં આવી ચડયો ?
રહેવા જેને રોજ, મનગમતાં મહાલય ઘણાં;
જોઇ શી અંહી મોજ, મોહ્યો આ મઢુલી પરે ?
વાહન વિણ ન જાય, ડગલું યે જેનો ધણી;
ત્હેના કોમળ પાય, આજ બળે શે કારણે ?
તાપ ખમ્યો નવ જાય, તાઢ જરા વેઠી નથી;
કાં કરમાતા જાય, કોમળ એ ફુલની કળી ?
ક્ષુધા નહિ સ્હેવાય, તૃષા કદી ચાંખી નથી;
આજ દુઃખે અટવાય, એ હિણભાગી હાય ! શે ?
સ્નેહી જેને સંગ, વિંટળાતા આનન્દમાં;
તે કાં એકલ અંગ આગ બળે મારગ ભૂલી ?

\+ + +

શે લીધો મેં ભેખ મૂરખા મારગડા ભૂલ્યો ?
લાખ ઉપાયે લેખ, લલાટના ટીટના નથી !
ગૃહસ્થનાં ઘરબાર, દ્વાર ખરાં છે મોક્ષનાં;
ભૂલી બીજે દ્વાર, ભટકે કાં ઘેલો થઇ ?
ધર્મનીતિનાં ધામ, જે ઘરબારે ભાસતા ;
એ જ અનેરે ઠામ, સ્વર્ગ રહ્યાં સંસારનાં.
કેડે તેડયું બાળ, બાળ મળે શે ગામમાં ?
પાછાં પગલાં વાળ, સ્વર્ગ વસ્યાં સંસારમાં.

× × ×

૩

**શિવાલયદર્શન**

દહેરૂં દીઠું દૂર થોડે ઉભેલું, દીનભાવથી દુર્દશામાં ડુબેલું ;
જેને શિરે ફરકતી ફાટીતુટી, નાંખી નિસાસા ધ્વજાતાર છુટી.

( તોટક )

વડ વૃદ્ધતણાં ઝુંડ જ્યાં પ્રસરી,
ઘનઘોર ઘટા શી છવાઇ રહી;
વીંટળાઈ વળી, વળી સ્થાન વિષે,
જયમ જોગી જટાધર દેવ દિસે.
શિવના સ્મરણે મન એક કરી,
થઇ શાન્ત પ્રભુમય પ્રાણ કરી;
ધરી ઉર હરિ, તરૂ ઉર વશી,
હૃદયે મુજ જ્યોતિ જગાવી કશી.

* * *

શીવજીતણું એ હશે ધામ ધારી,
ઘેલું થઇ મન ગયું નાથ પાસે:
માયા વિખુટી કરી કાય ચાલી,
રહી આશ સંન્યાસની એક પાસે.
ચાલ્યો હવે સ્નેહ સંસાર જોગી,
ત્યાગી મઢુલી વળ્યો ત્યાં જવાને;
ઝાંખી કરી જગપતિની અનેરી,
માયા અને મોહ ભય ટાળવાને.

૪

**વૃદ્ધ ડોશીમા :** ( હરિગીત )

વાટે મળી દીન વૃદ્ધ ડોશી, કાય જેની થરથરી,
કરમાં ધરી'તી લાકડી, વળી વાંસ કેરી કરકરી;

વાંકી રહી અંગે વળી, બીજે કમરપર કર ધરી,
રોતી છતાં જોતી હસી, મીટ આંખની રહી કરગરી.

( સીતાજીના મહિના )

આવાં આ વેરાન વને આવી વસી,
કોણ હશે મુજ શી દુઃખણી એ માત જો !
રોતું ઉન્હાં આંસુડાં એ સારતું,
ફાટયું જાતું હૈયું રહે નહિ હાથ જો !
ઉછળી હૈયે જોઇ દુઃખિયો જીવ આ,
પૂછ્યું, ' માડી, શે લીધો વનવાસ જો;
' માડી તારે આંખ વસ્યાં કાં આંસુડાં,
' કહેને ! માની મુજને તારો બાળ જો. '

સુણી આવી વનવાણી સ્નેહભરી,
દષ્ટિ માંડી મૂકી ભ્રમરે હાથ જો;
પૂછ્યું મુજને, ' બાપુ, બાળક કોણ તું ?
ત્યાગી કાં તુજ માત લીધો વનવાસ જો ? '
મ્હારૂં હૈયું એ વચને લીધું હરી,
મ્હારી એ મુજ ઘેલી વ્હાલી માત જો;
આવી હૈયે બેઠી બાળકઘેલડી,
દુઃખનાં ડચકાંકેરો હૈયે ભાર જો

' માડી, મ્હારી માતા મ્હેં ત્યાગી નથી,
મુજને ત્યાગી મૂકી ગઇ મુજ માત જો;
મ્હારા જગમાં બાળ મને કો ના ગણે,
કયમ ગણે નહિ હૈયે 'મા'ના ભાવ જો ?
સંબોધ્યાં તુજ વચનો મા ! વાત્સલ્યનાં,
માનું માડી તુજને મ્હારી માત જો;

દીન દુખિયા આ બાળકને પંપાળતી,
કહેને માડી ત્હારી દુઃખની વાત જો.'
(શિખરિણી)
"દુઃખીનાં દુખડાંને, પૂછી દુઃખી કાં થાય દીકરા?
જવા દે દુઃખિણીને, દુઃખી હતી તેને દુઃખી થવા;
દુઃખો જાણી મારાં, હૃદય તુજ શાં રોઇ પડતાં,
વૃથા કાં તું વાંચ્છે રૂદન કરવા જ્ઞાનસમરણો?"
(મંદાક્રાન્તા)
રોતી વૃદ્ધા વદતીવદતી થરથરી; સ્થિર થઇને—
પૂછી પ્રેમે કરમકથની વર્ણવી વ્હાલ જોઇ:—
"મ્હારો મનુ માત ત્યાગી વિરાગી,
જોગી થઇ જંગલે વાસ કીધો;
પત્ની જતાં પુત્ર મ્હારો દુભાયો,
કમભાગ્ય આ માતને છેહ દીધો.
આણી નહિ ઉર માતૃદયાને,
કીધી નહિ ડોશાની લેશ પરવા;
ન્હાસી ગયે વર્ષ ચારેક વીત્યાં,
રોતી ફરૂં હું હજી શોધ કરવા.
'સાધુ' થઇ શીદ બાપુ સિધાવ્યો,
માતાતણી લેશ માયા ન લાગી:
બ્રહ્મચર્યને દ્વાર સાધુ હશે તું,
કહેશે અસાધુ, જગત્ માતત્યાગી.
બીધો હશે તું કદી પેટ કાજે,
દળી બાળ પાળે ઘણી માત આજે:
કરી પારકાં કામ ગુજરાન કરતી,
હજીયે કરી સ્હેજ સંતોષ ધરતી.

થઇ દીનથી દીન જીવન ગુજારી,
હતી અંતમાં કાંધની આશ તારી;
મ્હારા મુવે અગ્નિસંસ્કાર મૂકે,
હતી આશ બીજી નહિ ઉર એકે.

સાધુ થયે તું મટી આશ મારી,
મ્હારો થઇ ત્હેં મને કાં વિસારી;
હશે ! લેખ એવા લખાયા હશે તો,
થયું પેટ સાધુ, સ્થિતિ આ દિસે તો."

( વસંતતિલકા )

સુણી કથા હૃદય કષ્ટ થકી પીડાયું,
વ્હેતી થઇ નયનમાં વળી અશ્રુહેલી;
માતા અને મુજ શશી સ્મરણે વિંધાયું,
મ્હારૂં સુનું હૃદય કોઇ ન જોનું બેલી.

( સોરઠા )

'જોશે મારી વાટ, કોણ હવે વ્હાલાં વિના,
સુની મારી ખાટ, કોણ હવે ઘર હિંચશે;
સુખિયો એ સંસાર, ચિત્ર થઇ હૈયે ચડયો,
વ્હાલી આંસુધાર, કોઇ ન લ્હોનારૂં હવે.'

( ગીતિ )

'છાનો રે' બાપુ તું, રડનો શીદ પરદુઃખડું સ્હેજ સુણી ?
બાકી છે હજી બહુએ, કહી જોવી પાશેરે પહેલી પુણી;
પહેલેથી ના કહી'તી, સુણવા તેં દીકરા હઠ કેમ કરી ?
તોય બીજાને દુઃખડે, દુઃખીઓ થા દીલડે કાં દાઝ ધરી ?'
શીરે સ્નેહથી હસ્ત ડોશી પ્રસારી,
છાયલતણે છેડલે અશ્રુ લોહ્યાં;

લઇ ગોદમાં દાબતી વ્હાલસોઇ,
જનેતા સમાં વ્હાલ જેમાં સમાયાં.

( મંદાક્રાન્તા )

કુણું હૈયું, રૂદન કરતું, શાન્ત કેમે ન થાતું,
વ્હાલી માતા, શશી વળી પ્રિયા, યાદ આવી ચિરાતું;
આવાં હૈયાં દુઃખીત મુજ શાં, સૃષ્ટિમાં કો હશે શું ?
માડી ! ત્હારાં અધિક દુઃખડાં દુઃખ મ્હારાં રડું શું ?

( શિખરિણી )

ઘડી બન્ને રોતાં વળી ઘડીકમાં ધૈર્ય ધરતાં,
વળી આવી ડુમો, હૃદય ડચકાં પુનઃ ભરતાં;
રડે માડી જ્યારે કઠણ હૃદયે શાન્ત કરતો,
ન તોયે રે' હૈયું, ઘડી ઘડીક હું રોઇ પડતો.

વીતી વીતાડી પળો પાંચ એવી,
ઉભરા હૃદયના હૃદયમાં સમાયા;
આંખો અને અંતરો અશ્રુભીનાં,
મારાં અને માડીકેરાં સુકાયાં.

ઉંડી વળી મુજપ્રતિ દૃષ્ટિ નાખી,
માડી રહી વ્હાલથી મીટ માંડી;
બોલી હવે અશ્રુ બે ચાર બાકી—
સારી, લુપા કંપતી આંખ છોડી.

× × ×

' મ્હારો મનુ તુજ સમો દીસતો તો,
ગોરો અને ગોળ ચ્હેરે રૂપાળો;
કોમળ કપોળો સદા સ્મિત કરતા,
જોતાં મને સ્હેજ લેતા ઉછાળો.

વળી માંજરાં નયન નાચે નચાવે,
ઘેલાં કરી સ્નેહીઓ વ્હાલસોયાં;
તું ને મનુના સમાં બાળ બીજાં,
ધરી જન્મ ક્યાંયે હજી મેં ન જોયાં.
ખીજાઇને જો કદી કાંઇ કહેતી,
રડે જેમ તું તેમ તે રોઇ પડતો;
મોટો છતાં મુજ કને બાળ મ્હારો—
થઇ, બાળખેલો કંઇ ખેલતો'તો.
પત્ની છતાં પંખીઓ લાજ છાંડી,
કલ્લોલતાં આંખ મારી ઠરી'તી;
કદી ક્રોધથી બાળસમ બોલી પડતો,
છતાં મન મંહી માત એણે ભરી'તી

( સીતાજીના મહિના )

' હાય ! ભરેલી માત એ મન સ્થાનથી,
કેમ મનુથી દૂર ખસી વનવાસ જો;
વિધિ ! ત્હારી વાંકી એવી રીત છે.

ત્હારા ઉતર્યા કોપ ગરીબને શિર શે !
દુઃખના દિનડા લાગે મુજને ભાર જો;
દીકરા વિણુ શે માતતણો અવતાર છે !

મ્હારા મનુનું મનડું ત્હેંજ હરી લીધું,
દૂર કરાવી દુર્ભાગી આ માત જો;
ત્હારા, ત્હારા, ક્રૂર વિધિ ! સૌ વાંક છે.

( સોરઠા )

ઉમંગી શમશા જોગ, સંભારીને સુઠ પડયા !
આ માડીના ભોગ, દીકરા વિણુ દી દોહ્યલા !

પરભવનાં શાં પાપ, આ ભવમાં આવી નડયાં ?
મરતાં એનો બાપ, એ પણ પાછળ પરવર્યો !'
'માડી ! ત્હારાં રાખ, દુઃખનાં શર એ સાંધવા,
વીંધી કરતાં ખાખ, હૃદિયાં એ શર બાળતાં;
સુકવી ભીની આંખ, દવ એ દીલડે લાગતા,
દીલની ઉન્હી રાખ, તોયે જળભીની રહી.'

( શિખરિણી )

લુછી આંસુડાંને, વિમુખડે માડી થઇ નકી,
ઉન્હું મારૂં રોવું, અરર જોવું ના સહી શકી;
મુકી એ દિશામાં, સ્વદુઃખ સ્મરણો સ્હેજ અચકી,
ભૂલી એનું રોતું, હૃદય વનમાતા મનથકી.
ફરી મ્હારી સામું, સજળ નયને સ્હેજ નીરખી,
ઉંડી એ આંખોમાં, ટગમગી કીકી, કહી રહી;
'ત્હને સોગન મ્હારા, ન રડ છાનો રે' હવે જરા,
પણે જો ઉભેલું, શિવસદન, લે ચાલ દીકરા.
બીજાને દુઃખે આવડું મન ધરે કાં ?
રડાવી રડીને દુઃખી થા અરે કાં ?
જરા શાન્ત થા શિવ સૌ શુભ કરશે,
રડેથી મટી કષ્ટ કંઇ દિન વળશે ?
હવે ચાલ ત્યાં, દેવ મહા જ્યાં વિરાજે,
કરી દેવદર્શન જરા સ્વસ્થ થાજે.'

( શાર્દુલવિક્રીડીત )

જેના આ જગબાગમાં સુમનશાં, ફાલ્યાં હતાં જીવનો,
શોભંતા સ્વરૂપે કરી સુવસતાં, સંસારનાં સુવનો;
જેની વિશ્વ વિષે વિકાસ કરતી, ફાલીફુલી વાડીએ,
સુવા શીતલતા જુથે બચી રહી, લ્હેકી લલીતાથી એ.

એવી યે હતી એક વેળ જીવને, મન જીવને આપતી,
બ્રહ્માનંદ ક્ષણિક એ પ્રકૃતિના, ખોળે લઇ સ્થાપતી;
એવી એક જ સુખતી ક્ષણ વીતે, મુદ્ધાત્મ વાયુ ફુંકે;
પામી પામર માનવી મનપીડા, વનવાસ લીધો દુઃખે.

એવાં એ વનનાં દુઃખી હવે વળ્યાં, એવા નિવાસે જવા,
ભૂમિ જે દુઃખવંચિતા નિવસવા, જ્યાં માર્ગ દુઃખો ભુલ્યાં;
ગાઢા ને ઘનઘોર એ વન વિષે, શાન્તિ મંહી એકલું,
એના શિવ સિવાય સુહૃદહીણું, ઉભું અટુલું ભલું.

જાણે મંદિર આ વને વસી રહ્યું, સંસારત્યાગી હશે,
એને યે દુઃખડાં પડયાં જીવનમાં, એનાં સમાં કંઇ હશે;
મંદિરે દુખિયાં મળે, મન દુઃખી, થાશે જરા મોકળાં,
દુઃખીનો દુઃખીથી જ મેળ મળતાં, દુઃખી ભૂલાશે ભલા.

જે સંસાર નિરાશ ને નિરસ હો, તે આશના એવી આ,
માની એમ મને શિવાલય મંહી, વનવાસીઓ આવિયાં.

૫

## શિવાલયો : શહેરી અને ગ્રામ્ય :

( મંદાક્રાન્તા )

મ્હારા ગામે શિવસદનશાં, મંદિરો ખુબ રહેતાં,
જેને લોકો અભણ ગરીબો દેવમંદિર કહેતાં;
મુકી એમાં મૂરતિ વચમાં, ઠાઠથી ઠેઠ રાખી,
આજુબાજુ વિવિધ વીજળી, દીપ મૂકી દીપાવી.

આડા ઉભા તારના દોર ઉંચે,
ઘણા ઠાઠથી ગોઠવેલા દીસંતા;
પુર્યા સાથિયા હોય જાણે ગગનમાં,
સમાઇ મંહી શોભતા જગનિયંતા.

( હરિગીત )

મહાદેવજીને હોય જાણે તીવ્ર આશ વિલાસની,
ત્યમ ભાતભાત વિલાસની વસ્તુ ભરેલી ભાસતી;
ભાવિક (?) ભક્ત પૂજારીઓ ગાંજો ચડાવી ફુંકતા,
એ ફુંકના ગોટા ધુમાડામાં 'શિવોહમ્' બોલતા.
ઘંટા નગારા નાદમાં મંત્રો સમાતા શ્લોકના,
પોપટ સમા પઢતા પૂજારી અર્થ પણ જાણ્યા વિના;
નહિ ભાવ એ ભકતોતણા, ગંભીર કે ઉંડાઉંડા,
નહિ દેવ માટે સ્થાન જ્યાં, ના પ્રેમ લાવે આંસુડાં.
આવી ગભીરતા ભક્તિમાં ! અપવિત્ર આવાં સ્થાન જ્યાં,
મૂર્તિ છતાં, મૂર્તિ સિવાયે, દેવનો વાસો ન ત્યાં.

( તોટક )

વિણ દુપણુ આ, વન ઉજ્જડ આ
સ્થળમાં, શિવ વાસ કરી વસતા;
ન પૂજારી પૂજા કરનાર હતા,
નહિ ભક્ત નિરીક્ષક કોઇ હતા.
નહિ કોઇ ઉતારતું આરતિયે,
નહિ કોઇ ધરે બીલીપત્ર પ્રીતે;
સુમસામ સ્મશાન સમું સ્થળ આ,
શિવવાસ દિસે કૈલાસ કરી.
નથી દંભ નથી મદ માનવનો;
ગણુ મંદિરને મુર્તિ જ ખરી.

\+ + +

૬

**ધ્યાનસ્થ તપસ્વી:—** ( પ્રભાતિયું )

શ્વેત છે કેશ જેના છવાયા શિરે એક અવધુત જોગી જટાળો,
'તુંહી તુંહી'તણા ધ્યાનમાં લીન જેના ધ્રુજે મંદ જાણે પ્રવાળો

પાદનું પદ્મ આસન બનાવી, રૂંધી શ્વાસ નાસાગ્રપર હસ્ત ધારી,
શિવજીલીંગની પાસ લઇ સ્થાન યોગી ધરી ધ્યાન એકાગ્ર ભારી.
એક જાણે હશે દેવના શિવ, બીજા હશે માનવી શિવ આવા
એક એવા મહા તેજભંડારથી ઓપતા ત્યાં હતા જોગી બાવા:
યોગીજીની સમાધિ ન ત્રુટે, અમે એમ બ્હી પાસ બેઠા પ્રણામી,
જાગૃતિની પ્રતિક્ષા કરંતા અમે એકધ્યાને રહ્યા મૌનગામી.

× × ×

( મંદાક્રાન્તા )

લાજે ઘેલી, શશી ગગનમાં જોઇ, વિકાસતી શી,
જાણે પેલી, કુમુદવહુની, પાંખડી ભાસતી શી ;
એવી રીતે કંઇ પળો વીતે, આંખડીને ઉઘાડી,
ધીમેધીમે ગભીર નયને, જોગીએ દ્રષ્ટિ માંડી.

નમાવ્યાં અમારાં અમે શીશ એને, કરી મેં અને માજીએ કોટિ ભાવો;
'કલ્યાણમસ્તુ'તણા શબ્દ ગુંજ્યા, અમારા હદે આપતા શાન્તિલ્હાવો.

( મરાઠી સાખી )

જોગીજીએ જોયું ન જોયું કરી સ્મિતમુખડે હસિયા,
તપ્ત અમારાં હદય ખરેખર જાણે વાંચવા ત્યાં વસિયા;
જીભ અમારી કયમ કરી નહિ એક શબ્દ વદવા ઉપડી.
ત્યાં જ અમે ફરીને ઠરી બેઠા, મુગ્ધભાવમાં મન જકડી,
ફરી હસી જ્યમ વાંચી રહી ત્યમ તેજ મારતી આંખડલી;
ગર્જન કરતી ગંભીર વાણી, તપસી મુખથી બ્હાર પડી.

( લાવણી )

' ચિંતા ત્યજ માતા તું, બાળક ! તું ત્યજ મનનો બાલિશ શોક,
તુજ હ્રદયે કહી મુજને વીતી, હવે વહેતાં આંસુ રોક;
જાણુ ગીતાજી જે કહી દેતાં મંત્રત્યાગનો ભણતાં શીખ,
એ હું તમને આજ ભણાવું, ત્યાગો મનના તાપ વિવિધ:—

૭

**યોગિની દિક્ષા** ( ચરપટમંજરી )

જેનો શોક કર્યો નથી ઘટતો, અઘટિત એ ઘટના તું ઘટાવે,
પંડિતજન ધીરમંડિત મનમાં, ગતનગતા જન શોચ જ ના'વે;
નથી એમ નહિ હું હતો પુરવે, નથી તેમ, હતો વળી ત્યાંય તું નહિ,
સૃષ્ટિ હતી પૂર્વે દીસતી, દીસતી વળી પુનઃ જશે જ સમાઇ.
સુખદુઃખને કર સહન સુજન, શીત તાપ સમા વસિયા ભિન્નભાવે,
નિયમ નહિ, નહિ નિત્ય સ્વભાવે, જાય જાય વળી પુનરપિ આવે;
તેને ધીર મને સમતા, સરવે સ્થિતિમાં ટકતી સમતાથી,
મોક્ષતણો નર એક જ એ અધિકારી, મુરારિ કહે મમતાથી.
નાશ નહિ નીપજે કદિએ ઉપજી જગ જે થકી વ્યાપ્ત રહ્યું થઇ,
એ અવિનાશી અનંતસ્વરૂપી આત્મવિનાશ કદી ન શકે થઇ;
' કર્મ ' ખરો જનધર્મ, સર્વ જનનો અધિકાર ' સુકર્મે ' સમાયો,
કર્મ ફળો નહિ પાસ, વસ્યાં વિભુવાસ, શું આશથી અર્થ કમાયો ?
સિદ્ધિ અસિદ્ધિ મંહી સમતા ધર, શોચ ન, રાચ ન, કામવિરાગી,
રાગરહિત થઈ કર કર્મ, રહી રત કર્મ મંહી ફળ ત્યાગી;
સ્થિર થવા શિખવે કહી યોગ, સદા નીતિએ ગણી યોગ્ય જ જ્ઞાની,
કુશળપણું રહ્યું એ કરણે, ગણ કૃપણ સકામ સદા અભિમાની.
ધ્યાન ધરે મુઢ વિષય વિષે, પળપળ ઉપજે મન ' સંગ ' વિચારે,
સંગથી કામ, ને કામથી મોહ, વધે એમ ' સંગ ' વળી પરિવારે;
મોહ કરે સ્મૃતિ નાશ, સ્મૃતિ થયે નષ્ટ જતી મન નિર્મળ બુદ્ધિ,
બુદ્ધિ ગયે ગણ નાશ નકી, કર ' સંગ ' કર્યા પૂર્વે મનશુદ્ધિ.
ઇન્દ્રિયદમન કરી મન નિયમ થકી નિષ્કામ સુકાર્ય કરે જે,
તે જન જાણ જ વનજોગીથી કર્મજોગી થઇ શ્રેષ્ઠ ઠરે છે;
કર્મ ત્યજી તનના, મન એ જ અશુદ્ધ ધરી જન જે જગ ત્યાગે,
એ જન જન્મ ગયો જગ અફળ, વળે કંઇ કર્મ વિના ન વિરાગે.

નરસિંહ જનક સમા નર એક જ કર્મતણા સાધનથી તરિયા;
દેહ વિદેહ કરી રહી જગતે મુક્તિ સદેહ મહાવીર વરિયા.

કર્મ્યો જે કર્મો રહ્યાં જીવનમાં, નિષ્કામ કરવાં પડે,
ત્યાગે અન્ય સકામ કર્મ સહ એ, નિષ્કર્મ ભાવો વડે;
એ સંન્યાસ થકી નથી શુભ કંઈ, જે કર્મથી વેગળાં,
એ સંન્યાસથી માનવાં જીવનનાં, નિષ્કામ કર્મો ભલાં.

કીધાં કાર્ય સકામ, ના ફળ મળે, વૈરાગ લેવા ચહે !
અજ્ઞાનીજન જાણુતા ' જગતને, ત્યાગે ન કાર્યો રહે ! '
એ વૈરાગ છતાં પીડાવશ થયો, કર્મો ત્યજાતાં નથી,
ત્યાગે તોય કરાવતી પ્રબળ એ, હરપળ બળે પ્રકૃતિ.

ગણી પારકાં સુખ તે પારકાનાં,
સિવાયે, દુઃખો પારકાં માન તારાં;
ધરે નિત્ય સંસારીઓ એ નીતિ જો,
વસે ત્યાં જ સંન્યાસ નિજ દાસ થઈ જો.

સંસારીઓ એ વિદેહી સદાના,
સંન્યાસીને હોય સંન્યાસ શાના;
વસે ત્યાં વિભુ, હોય આવાસ એવા,
થઈ દાસ સ્વીકારતા દેવ સેવા.'

' રે રે મારાં બાળો, અમારી સંન્યાસ તણી દીક્ષા,
શોક તાપને ટાળો, ફરી ન રહે આ મંત્રતણી ભીક્ષા;
ભણજો આ બહુ ભાવે, ધર્મમંત્ર આ વિશ્વ ગણી પ્યારૂં,
સકળ વિશ્વના નિયમે, લયકર તાપ-પિતા 'હુંપદ' તારૂં.

× × ×

ત્યાગી કહી એમ, ક્યાં ! હા ! ગયા ક્યાં ?
અમે, હોય આ સ્વપ્ન માની ભ્રમાયાં !

ગયા સ્થૂળ દૃષ્ટિથકી દૂર ક્યાંહિ,
ન જોયા અમે માનવીદેવ ત્યાંહિ.

જો કે જોગી થયા હતા દૂર ખરે, ગુંજી રહ્યાં મંત્રના;
તે તે અમૃતશાં મધુ વચનથી, હૈયાં અમારાં હતાં.

મારી એ વનમાડીને મનમૂકી, ભેટી પડયો ભાવથી;
પાછાં તોય રહ્યાં અમે હરખથી–તે શોક ! ના, ના, નથી.

એ મંત્રો હજીયે અમે, ઘુમટમાં ગાજી રહ્યા જાણતાં;
સ્થાપી શાન્તિ ઉરે અમે ત્રિવિધ એ તાપે તપ્યાં ના છતાં.

મ્હારી વનમાડી, મનથી માની 'મા' ઘણીઘણી,
દઇ હાથે ટેકો, ધ્રુજતા કરની આંગળી ગૃહી;
હું ને મારી માડી, દુઃખી હતાં પાછાં સુખી થવા,
દુઃખોના ધામોને, સુખસુધાની ધાર સિંચવા.
કરી મન મનસુબો, 'પુનઃ અમે તો ત્યાં જ વસશું;'
મળ્યાં પ્રીતે પંથે, પ્રથમના મારા ઘરભણી.

